[illegible] છપાયું છે

"ખોદા જેના વિષે ભલાઈ ધારે છે તેને દીનમાં સમજ આપે છે"

# બેહેશતી ઝેવર

અથવા

# સ્વર્ગનું ઘરેણું

ભાગ ૮ મો.


છપાવી પ્રસિદ્ધ કરનાર

અબ્દુર રહીમ બી. મોલવી ગુલામ મોહંમદ સાદેક



૨ જોમાદા સને ૧૩૪૨ હીજરી

બીજી આવૃત્તિ પ્રત ૧૦૦૦





સુરત-ખપાટીઆ ચકલાપર આવેલા મેસર્સ વિદ્યાર્થી એન્ડ કું. ના "સમાચાર" પ્રીન્ટીંગ પ્રેસમાં અજીતરાય રતનજી દેસાઈએ છાપ્યું.

કીં. છ આના

# ધણો મેહેરબાન ને રહમ કર્ત્તા અલ્લાહના નામથી.

સર્વ તારીફ અલ્લાહ માટે છે. જેના કબ્જામાં સઘળી વસ્તુ છે. હિદાયત અને ગુમરાહી તેનાજ કબજામાં છે અને સ્ત્રીઓને પુરૂષથી ઉતરતા બનાવવું તેનીજ હિકમતથી છે. તે ચાહે તે કરે તેના કામમાં કોઇને ચુનો ચરા કરવાની શક્તિ નથી. અને હઝારો દોરૂદ અને સલામ હજરત મોહમ્મદ માટે છે, કે જેમણે હિદાયત ગુમરાહીના માર્ગો ખુલ્લા કર્યા જે તેમને કહે લાગ્યો તે પોતાની મનજલે પહોંચ્યો અને જેણે નહીં માન્યું તે ગુમરાહ થયો, અને સઘળા સહાબા તથા મુમેનો માટે છે.

એ પછી **ગુલામ મોહમ્મદ બી૦ હાજી હાફેજ સાદેક** કહે છે કે કન્યા કેળવણીનો ચોતરફ શોર થઇ રહ્યો છે. કન્યાશાળાઓ ઉઘડતી જાય છે પણ તેઓને શી કેળવણી જરૂરની છે તે ઉપર નજર કરનાર ઘણાએ જણાતા નથી. કન્યા જેની સાથે પરણે છે તેને ગુજરાતીમાં ધણી. પતિ કહે છે. જેથી તેનું માલિક થવું અને કન્યાનું તાબે થવું પ્રગટ થાય છે; તેમ તેને વર પણ કહે છે. જેથી તે તેણી ઉપર ગાલિબ થનાર શ્રેષ્ઠતા પામનાર સિદ્ધ થાય છે. અને કન્યાને ધણીઆણી કહે છે એટલે માલિકની લાવેલી જે લોંડીપણાનો ભેદ બતાવે છે. ત્યારે તેની કેળવણી પણ એવીજ થવી જોઇએ કે તે પોતાની હદ વટે નહીં અને માલિક ( ધણી ) ની તાબેદાર રહે. એઓમાં સ્વતંત્રતા આવે તો તેનું કેવું માઠું પરિણામ આવે છે તે યુરૂપની લેડીઓનો હાલ તથા દેશી લેડીઓની સ્થિતી જાણનાર ઉપર કંઇ છુપુ નથી.

એઓને કેળવવા માટે 'બેહેસ્તી ઝેવર' ઉર્દુ અમુલ્ય પુસ્તક છે. અને કેમ નહીં હોય તેના રચનાર હકીમુલ ઉમ્મહ હજરત મૌલાના **અશરફઅલી** સલ્લમ હુલ્લાહ છે. જેમના તકવા પરહેઝગારી જગ જાણીતી છે એટલે વિચારની અસર પણ પડે એમાં કશો સંદેહ નથી. એજ કારણથી એ કિતાબ અનેકવાર અનેક પ્રેસમાં હઝારો છપાઇ અને છપાતી જાય છે.

ખોદાનો શુકર કે આ આઠમા ભાગના ભાષાંતર કરવાની તેણે મને શક્તિ આપી. એમાં રચનાર મૌલાનાએ સો બીબીઓની હાલત લખી છે. જે છોકરીઓને કિસ્સા કહાણી કહેવામાં કામ આવે અને સાથે બોધ પણ લ્યે અને દરેક બીબીના વર્ણનની છેવટમાં કર્તાએ ફાયદો આપ્યો છે જે ઉપર ધ્યાન આપવાથી ઘણી સારી અસર થાય છે.

બુજરૂગોના કિસ્સા તેઓની હાલતોનું વર્ણન વાંચનાર ઉપર અજબ અસર કરે છે, એજ માટે કુરઆન શરીફમાં પેગમ્બરોના કિસ્સા લખાયા છે. અલ્લાહતઆલા રસૂલુલ્લાહ ( સલ ) ને ફરમાવે છે, "અમો પેગમ્બરોની ખબરોમાંથી તારાપર તે બયાન કરીએ છીએ જે તારા દિલને થોભાવે ( સાબેત રાખે ) છે. ( સુરા હુદ ૧૧; ૧૨૦ ) સૈયેદુત તાએફા હજરત જોનેદ ( રહ કહે છે કે 'બુજરૂગોની હિકાયતો તે અલ્લાહના લશ્કરોમાંનું લશ્કર છે એટલે મશાએખોનાં વચનો, ઇલ્મ તથા મારેફતમાં અલ્લાહના લશ્કરોમાંથી એક મજબુત લશ્કર છે, જેથી કરી ખાહેશે નફસાની બુરા ઇરાદાના લશ્કરની સારી રીતે હાર થાય છે. એજ માટે એક બુજરૂગ પોતાના મુરીદોને આજ્ઞા કરતા કે દરેક પીર ( અવલિયા ) નાં વચનો યાદ કરો. અને જો એટલુંએ નહીં બને

તો તેઓનાં નામજ યાદ રાખશો. અને આતો જાહેર છે કે આ ભાગમાં વર્ણવેલી સો બીબીઓ તે સઘળી વલીયોજ છે અને તેઓની હાલત જુદી જુદી છે. જે છોકરીઓ ઉપર અસર કરવામાં કીમયા શમાન છે વાંચનારીઓને જોઇએ કે તેઓ પોતે વાંચે અને નહીં જાણનારીઓને પણ વાંચી સંભળાવે.

ગાયકવાડ સરકારની અમલદારીમાં ફરજીઆત કેળવણી છે, જેથી મુસલમાનોની હજારો છોકરીઓને શાળાઓમાં અપાતી કેળવણી લેવી પડે છે પણ તેઓને તો નઇતિક કેળવણી કરતાં ધર્મની કેળવણીની જરૂર છે; જે એહેશતી ઝેવરના સઘળા ભાગો પૂરી પાડે છે. તેને ચલણ કરવાની અથવા બીજી કોઇ એવી કિતાબને ચાલુ કરવાની ઘણી જરૂર છે. અને તે ત્યાંના મુસલમાન આગેવાનોને કોશીશ કરી પા[illegible] કરાવવાની ફરજ છે.

ઉર્દુ બેહેશતી ઝેવરના ટાઇટલ ( પુંઠા ) ઉપર છોકરીઓના બોધની કવીતા લખાઇ છે તે અત્રે ઉતારવી પ્રસંગોપાત્ત થઇ પડશે.

## અસલી ઘરેણું

એક લડકીને યે પુછા અપની અમ્મા જાનસે, ❀ આપ ઝેવરકી કરેં તારીફ મુજ અનજાનસે:
કોનસે ઝેવર હૈં અચ્છે યે જતા દીજે મુજે, ❀ ઔર જો બદ ઝૈબ હૈં વોહભી બના દીજે મુજે.
તાકે અચ્છે ઔર બુરેમેં મુજકુભી હો ઇમતેયાઝ, ❀ ઔર મુજપર આપકી બરકતસે ખુલજાએ યે રાઝ
યું કહા માંને મોહબ્બતસે કે એ બેટી મેરી, ❀ ગોશે દિલસે બાત સુનલો ઝેવરોકી તુમ જરી.
સીમ ઝરકે ઝેવરકો લોગ કેહતે હૈં ભલા, ❀ પરનમેરી જાંન હોના તુમ કભી ઉનપર ફેદા:
સોને ચાંદીકી ચમક બસ દેખનેકી બાત હૈ, ❀ ચાર દીનકી ચાંદની ઔર ફિર અંધેરી રાત હૈ.
તુમકો લાઝિમ હૈ કરો મરગુબ ઐસે ઝેવરાત, ❀ દીન દુન્યાકી ભલાઇ જીસસે ઔજાં આએ હાત:.
સરપે **ઝુમર** અકલકા રખના તુમ ઐબેટી મુદામ, ❀ ચલતે હૈં જીસકે ઝરીઆસે સબ ઇનસાંકે કામ
**બાલયાં** હો કાનમેં ઐ જાં ગોશે હોશકી, ❀ ઔર નસીહત લાખ તેરે **ઝુમકોમેં** હો ભરી
ઔર **આવેઝે** નસાએહ હોંકે દિલઅ વેઝ હોં, ❀ ગર કરે ઉનપર અમલ તેરે નસીબે તેઝ હોં.
કાનકે **પત્તે** દિયા કરતે હેં કાનોંકુ અઝાબ, ❀ કાનમેં રખ્ખો નસીહત દેં જો અવરાકે કિતાબ:.
ઔર ઝેવર ગર ગલે કે કુચ તુજે દરકાર હોં, ❀ નેકીયાં પ્યારી મેરી તેરે ગલેકા **હાર** હોં
કુવ્વતે બાઝુકા હાસેલ તુજકુ **બાઝુબંદ** હો, ❀ કામયાબી સે સદા તું ખુર્રમો ખુરસંદ હો
હેં જો સબ બાઝુકે ઝેવર સબકે સબ બેકાર હેં, ❀ હિમ્મતેં બાઝુકી ઐ બેટી તેરી દરકાર હેં.
હાથકે ઝેવર સે પિયારી દસ્ત કારી ખુબ હે, ❀ દસ્ત કારી વો હુનરહે સબકુ જો મરગુબ હે.
ક્યા કરેગી ઐ મેરી જાં ઝેવરે **ખલખાલકો**, ❀ ફેંક દેના ચાહીએ બેટી બસ ઇસ જંજાલકો:
સબસે અચ્છા પાઉંકા ઝેવર યે હૈ તુરે બસર, ❀ તુમ રહો સાબિત કદમ હરવક્ત રાહે નેકપર:
સીમો ઝરકા પાઉં મેં ઝેવર નહીં તો ડર નહીં, ❀ રાસ્તીસે પાઉં ફીસલે ગર ન મેરી જાં કહીં.






ઘણો મેહેરબાન રહમ કર્તા અલ્લાહના નામથી.

# નેક બીબીઓની હાલતો.

## વાંચનારીઓની દીન સંબંધી હિમ્મત વધારવા માટે.

આ વર્ણનથી પ્રથમ બરકતને માટે ટુંકાણમાં રસૂલુલ્લાહ (સલ)નું વર્ણન કરવામાં આવે છે, કે જેથી વાંચનારીઓ પોતાના પૈગમ્બરને તથા તેમની આદતો સ્વભાવને પણ જાણી લે. અને તેથી તેમની પ્રીતિ ઉપજ થાય અને તેમની તાબેદારી કરે; અને આ પણ વાત છે કે, આ સઘળીઓને નેકીની દોલત તેમની બરકતથી મળી છે. પ્રથમની બીબીઓને તો આપના નુરથી અને આ ઉમ્મતની બીબીઓને આપની શરીઅતથી. માટે પ્રથમ તેમનું વર્ણન લખ્યા પછી બીબીઓનો હાલ શરૂ થશે.

## હજરત મોહમ્મદ (સલ) ની પેદાએશ અને વફાત વગેરેનું વર્ણન.*

તેમનુ પ્રખ્યાત મુબારક નામ મોહમ્મદ (સલ) છે. તેમના પીતાનું નામ અબદુલ્લાહ છે, અને તેમના બાપનું નામ અબદુલ મુત્તલિબ, અને તેમના બાપનું નામ હાશિમ અને તેમના બાપનું નામ અબ્દે મનાફ છે. તેવણુની માનું નામ આમેનહ છે. અને તેણીના બાપનું નામ વહબ અને તેના પીતાનું નામ અબ્દે મનાફ અને તેના બાપનું નામ ઝહરહ છે. અને આ અબ્દે મનાફ બીજા છે. અને પીરને દિવસ રબીઉલ અવ્વલ (૧ રબી)ના મહિનામાં તેવણુનો જન્મ થયો. તે વર્ષે એક કાફિર બાદશાહે હાથી લઇને કાબા ઉપર તેને તોડવા માટે ચઢાઇ કરી હતી. અને તેવણુ પાંચ વર્ષ અને બે દિવસના થયા ત્યારે તેમની દુધપાતી દાઇએ તેમને તેમની માને સોંપ્યા. જ્યારે આપ છ વર્ષના થયા ત્યારે તેમની મા પોતાને સાથે લઇને તેમના દાદાની મોસાળ બની નજારમાં મદિના ગઇ. અને એક મહિના પછી પાછા ફરતાં અબવા નામની જગ્યામાં તેણીનું મૃત્યુ થયું. ઉમ્મે ઐમન પણ સાથે હતી, તે તેમને મક્કામાં લાવી. અને હજરત [સલ] ના બાપ તેમને હમલમાં છોડી મરણ પામ્યા હતા. તેમને તેમના દાદા અબદુલ મુત્તલેબે પરવરિશ કરવી શરૂ કરી. ફરી તેવણુના દાદાનો ઇન્તેકાલ થયો. તો તેમના કાકા અબુતાલિબે તેમને ઉછેર્યો. અને તે તેમને શામની તરફ વેપારાર્થે લઇ ગયો હતો. માર્ગમાં નસારા (ખ્રિસ્તીઓ)નો વિદ્વાન બોહૈરા જે મઠપતી(રાહેબ) હતો તેણે તેવણુને જોયા અને તેમના કાકાને ચેતવણી આપી કે, એમની સંભાળ કરો. આ નબી છે, તેથી એમને પાછા મક્કે મોકલાવ્યા. ફરી એવણ પોતે હજરત ખદીજા (રદી)નો વેપારનો માલ લઇને શામ તરફ ચાલ્યા. માર્ગમાં ખ્રીસ્તીઓનો વિદ્વાન મઠપતી નસતુરાએ હજરત (સલ) ના નબી થવાની શાક્ષી આપી. જ્યારે એવણુ પાછા ફર્યા તો હજરત ખદીજા(રદી)થી એવણુની શાદી થઇ તે વખત તેમની ઉમર પચ્ચીસ વર્ષની હતી. અને હજરત ખદીજા (રદી) ની ચાલીસ વર્ષની હતી. ફરી ચાલીસ વર્ષની ઉમરમાં એમને નબુવ્વત મળી. અને એવણુ બાવન અથવા ત્રેપન વર્ષના હતા, કે આપને મેઅરાજ થઇ. નબુવ્વત પછી તેર વર્ષ તેવણુ મક્કામાં રહ્યા. ફરી જ્યારે કાફિરોએ ઘણું દુઃખ આપ્યું ત્યારે ખોદા તઆલાના હુકમથી તેવણુ મદીના ચાલ્યા ગયા. અને મદીનામાં આવવાને બે વર્ષ થયાં એટલામાં બદરની લડાઇ થઇ. ફરી બીજી લડાઇઓ થઇ. સઘળી નાની મોટી મળી સત્તાવીસ લડાઇઓ થઈ. અને અગિઆર બીબીઓથી તેમના નિકાહ થયા. એ પ્રખ્યાત છે. તેમાંથી બેનો તો તેવણુની રૂબરૂમાં ઇન્તેકાલ થયો. એક હજરત ખદીજા (રદી) અને બીજી ખોઝૈમહની દીકરી હજરત ઝૈનબ (રદી) અને નવને છોડીને એવણુની વફાત થઇ (૧) હજરત સવદા [૨] હજરત આએશહ (૩) હજરત હફસહ (૪) હજર ઉમ્મે સલમહ [૫] હજરત ઝૈનબ બીનતે જહશ. [૬] ઉમ્મે હબીબહ [૭] હજરત જોવેરીયહ [૮] હજરત મૈમુનહ અને [૯] હજરત સફીયા. અને તેવણુના ચાર દીકરી હતી; સર્વથી મોટી (૧) હજરત ઝૈનબ અને તેણીથી નાની (૨) હજરત રોકીયા, તેણીથી નાની (૩) હજરત ઉમ્મે કુલસુમ અને સર્વથી નાની (૪) હજરતે ફાતેમા [રદી] આ સઘળી હજરત ખદીજા (રદી) થી છે. અને ત્રણ અથવા ચાર અથવા પાંચ દિકરા હતા. (૧) હજરત કાસિમ (૨) હજરત અબદુલ્લાહ (૩) હજરત તૈયેબ અને (૪) હજરત તાહિર. આ સઘળા હજરત ખદીજા (રદી) થી છે. અને એક(૫) હજરત ઇબ્રાહીમ આ હજરત મારીયાથી છે. જેવણુ હજરતની દાસી (લોંડી) હતાં. અને આ દિકરાનો ઈન્તેકાલ મદીનામાં દુધ પીતી અવસ્થામાં થયો હતો. આવી રીતે પાંચ દિકરા થયા. પણ કેટલાકોએ

* ઇસ્તીઆબ વગેરે ઉપરથી.

કહ્યું છે કે, અબદુલ્લાહનું નામ તૈયબ પણ હતું. તો આ રીતે ચાર થયા. અને કેટલાકોએ કહ્યું છે કે, તૈયબ અને તાહિર બંને નામો પણ અબદુલ્લાહનાં છે. તો આ રીતે ત્રણ થયાં અને હજરત અબદુલ્લાહ નોબુવ્વત પછી પૈદા થયા. અને મક્કામાંજ મરણ પામ્યા. અને બીજા છોકરા નોબુવ્વતથી પ્રથમ પૈદા થયા અને નોબુવ્વતથી પ્રથમજ ઇનતેકાલ કરી ગયા. અને તેવણુ મદીનામાં દસ વર્ષ રહ્યા ફરી સફર મહિનાને બે દિવસ રહ્યા હતા, ને બુધને દિવસે તેવણુ બીમાર પડયા અને રબીઉલ અવ્વલની બારમી તારીખ પીરને દિવસે* સુર્ય થોડો ચડેલો હતો (ચાશ) તે વખતે ત્રેસઠ વર્ષની વયે વફાત થઇ. અને મંગળના દિવસે બપોરે સુર્ય ઢલતાં દફન કરવામાં આવ્યા. અને કેટલાકોએ કહ્યું છે કે, મંગળનો દિવસ વીતી, રાત થઇ હતી. અને આ વાર લાગવાનું કારણ આ હતું કે. સહાબા (રદી) દુઃખ અને ગમમાં પરેશાન હતા કોઇના હોંશ ઠેકાણે નહતા. અને હજરત (સલ) ની દીકરીઓમાંથી હજરત ઝૈનબને એક છોકરો જન્મ્યો હતો અલી, અને એક દીકરી ઓમામા પણ બંનેનો વંશ વધ્યો નહીં. હજરત રોકીયાને એક છોકરો અબદુલ્લાહ થયો, છ વર્ષની વયે તે મરણ પામ્યો. અને હજરત ઉમ્મે કુલસુમને કંઇ ઓલાદ થઇ નહીં અને હજરત ફાતેમા (રદી) ને હસન અને હોસૈન થયા અને એઓનો વંશ ઘણો વધ્યો.

## હજરત (સલ) ના મિજાજ શુભ સ્વભાવનું વર્ણન.

તેઓ દિલના ઘણા સખી હતા. કોઇ પણ સવાલી (માંગનાર) ને કદી ના કહ્યું નથી. જો હોય તો આપ્યું, નહીં હોય તો નરમીથી સમજાવ્યો, અથવા બીજા વખતે આપવાનો વાયદો કર્યો. તેઓ વાતના ઘણા સાચા હતા. તેમની તબીયત ઘણી નરમ હતી. સઘળી વાતોમાં સહેલાઇ અને સુલભ પસંદ કરતા. તેમની પાસે ઉઠનાર બેસનારનો ઘણો ખ્યાલ રાખતા હતા, કે તેઓને તેમની તરફથી કંઇ તકલીફ થાએ નહીં. તે એટલાં સુધી કે જો રાત્રે ઉઠીને બહાર જવાનું થતું તો ઘણી આહિસ્તાથી જોડા પહેરતા. ઘણી ધીમેથી બારણું ઉઘાડતા. અને ઘણી નરમીથી ચાલતા. કે તેઓની ઉંઘમાં અડચણ પડે નહીં. અને જો ઘરમાં પધારતા અને ઘરવાળાં સુતેલાં હોય તો પણ સર્વ કામ છાની રીતે કરતા, કે કોઇ સુનારની ઉંઘ ખરાબ થાએ નહીં. હમેશા નીચી નજર જમીન તરફ રાખતા. જો ઘણા લોકો સાથે ચાલતા તો બીજાઓથી પાછળ રહેતા. જે સામે આવતું તેને સલામ કરતા. જ્યારે બેસતા તો ઘણી આજેજીની સુરત બનાવીને બેસતા. જ્યારે ખાણું ખાતા તોએ ગરીબોની જેમ બેસીને ખાતા. કદી પેટ ભરીને ખાણું ખાધું નથી. કદી ચપાતી (પાતળી રોટલી) ખાધી નથી. સણગારના વાસણોમાં કદી ખાધું નથી. દરેક વખતે ખોદાના ખોફથી શોકાતુર (ગમગીન) રહેતા. દરેક વખત એજ વિચારમાં રહેતા. એજ ધુનમાં કોઇ કરવટ ચેન પડતી નહીં. ઘણો વખત ચુપ રહેતા. જરૂરત વગર વાત કરતા ન હતા. જ્યારે વાત કરતા તો એવુ સાફ બોલતા કે બીજો માણસ સારી રીતે સમજી જતો. તેમની વાત નતો એટલી લાંબી હતી, કે જરૂરથી વધુ, અને ન એટલી ટુંકી હતી. કે મતલબ સમજમાં આવે નહીં. વાત કરવામાં આકરાપણું નહતું તેમ વર્તાવમાં પણ કોઇ રીતનું આકરાપણું નહતું. તેમની પાસે આવનારાઓની હલકાઇ

---

* લોકોમાં મશહુર છે કે હજરત (સલ) ની વફાત બારમીએ થઇ તે પ્રમાણે આ લખાયું છે. નહીં તો હિસાબ ગણતાં તે વર્ષની બારમીએ પીર [સોમવાર] નો દિવસ આવી શકતો નથી. હજરતે [સલ] તા. ૯ મી જીલહજે હજ કરી તે દિવસ જુમાનો હતો તે પછી તેઓની વફાત સુધી માત્ર ત્રણ ચાંદ થયા છે. હવે તે સઘળાને ત્રીસા ગણો અથવા ઓગણત્રીસાગણો અથવા કોઇને ત્રીસો કોઇને ઓગણત્રીસો કોઇ પણ રીતે પીરનો દિવસ ૨૨ મી રબીઉલ અવ્વલે આવતો નથી. એ વિષે વધુ સીરતે મોહમ્મદીયા તથા શરહ શમાએલ વગેરેમાં છે. ગ્રા. મો.

કે બેઇજ્જતી કરતા નહતા. કોઇની વાતને કાપતા નહતા. હા, જો શરીઅત વિરૂદ્ધ કોઇ વાત કરતો તો મનાઇ કરતા. અથવા ત્યાંથી ઉઠીને ચાલ્યા જતા. ખોદાની નેઅમત કેવીએ નાની હોય આપ તેને ઘણી મોટી સમજતા. કદી તેમાં દોષ કાઢતા નહીં, કે આની લીજ્જત સારી નથી અથવા એમાં બદબો આવે છે. હા, જે વસ્તુ નહીં ગમતી તેને ન તો ખાતા અને ન તેની પ્રસંશા (તારીફ) કરતા. અને ન તેમાં દોષ કાઢતા. દુન્યાની કોઇ પણ વાત હોય તેના લીધે તેમને ગુસ્સો આવતો નહીં. દાખલા તરીકે, જો કોઇને હાથે કંઇ નુકસાન થયું કે કોઇથી કાંઇ કામ બગડયું તો ગુસ્સે થતા નહી. તે એટલાં સુધી કે હજરત અનસ (રદી) કહે છે કે દશ વર્ષ સુધી મેં તેમની ચાકરી કરી તે દશ વર્ષમાં કોઈ કામ મેં કર્યું હોય તો તેના વિષે એમ ફરમાવ્યું નહીં, કે તેં કેમ કર્યું અને જો નહીં કર્યું તો તેના વિષે એમ કહ્યું નહીં કે તેં કેમ કર્યું નહીં. હા, જો કોઇ વાત દીનના વિરૂદ્ધ થતી તો ફરી તેમના ગુસ્સાના તાપને કોઇ જેરવી શકતું નહીં. આપ પોતાની બાબતમાં ગુસ્સે થતા નહીં. જો કોઇથી નારાજ થતા તો માત્ર મોં ફેરવી લેતા, એટલે જબાનથી કંઇ આકરૂં નબળું બોલતા નહીં. અને જ્યારે ખુશ થતા તો નીચી નજર કરી લેતા. લાજ ( શરમ ) એટલી હતી કે કુમારીકાને શું હોય. જો ઘણી હસી આવતી તો એમજ જરા હસમુખ થતા. એટલે અવાજ કાઢી હસતા નહતા. સબળાઓમાં મળી હળીને રહેતા. એમ નહીં કે પોતાને મોટો સમજી લોકોથી અલગ રહેતા. એટલુંજ નહીં પણ કદી કદી દિલ ખુશ કરવા માટે હાંસી મજાક પણ કરતા; પણ તેમાં પણ તેજ વાત કહેતા કે જે સાચી હોય. નફલ નમાઝો એટલી પઢતા, કે ઉભા ઉભા પગમાં વરમ આવતો (સુઝી જતા.) જ્યારે કુરઆન પઢતા અથવા સાંભળતા તો ખુદાના ડરથી અને મોહબ્બતથી રડતા. તેમના મીજાજમાં નમ્રતા એવી હતી કે, પોતાની ઉમ્મતને ફરમાવ્યું કે, મને ઘણો વધારવો નહિ. અને કોઇ ગરીબ દાસી કે દાઇ આવીને કહેતી કે મારે આપને એકાંતમાં કંઈ કહેવું છે તો તેવણ ફરમાવતા કે સારૂં. કેથે સડક ઉપર બેસીને કહે. ફરી તે જ્યાં બેસતી ત્યાં તેવણ પણ બેસતા. કોઇ બીમાર હોય, ગરીબ કે ફકીર તેની ખબર લેતા. કોઇનો જનાઝો હોય તેવણ ત્યાં પધારતા. કેવો પણ ગુલામ નોતરતો તો તેવણ તે નોતરાંને સ્વીકારતા. જો કોઇ જવની રોટલી અને બોરી ચરબીની દાવત કરતો તેને પણ કબુલ કરતા. જબાનથી કોઇ નકામી વાત નીકળતી નહતી. સર્વનું દિલ રાખતા. એવો મામલો નહીં કરતા કે જેથી કોઈ ગભરાઇ જાય. જુલમકાર દુઃખ આપનારની શરારતથી સારી યુક્તીની સાથે પોતાનો બચાવ પણ કરતા હતા. અને તેની સાથે હસમુખે શુભ સ્વભાવથી વર્તતા તેમની પાસે આવનારાઓમાંથી જો કોઇ નહીં આવતો તો તેની પૂછ કરતા. દરેક કામ એકતારી રીતે કરતા. એમ નથી, કે કદી કંઇ કર્યું, અને કદી કંઇ જ્યારે ઉઠતા ખોદાની યાદ કરતા જ્યારે બેસતા, ખુદાની યાદ કરતા. જ્યારે કોઇ સભામાં બીરાજતા તો જ્યાં સુધી માણસો બેઠા હોય ત્યાં કીનારે બેસી જતા. સબળાઓને ઓળંગીને જતા નહીં. જો વાત કરવામાં અનેક માણસો હોતાં તો વારી ફરતાં દરેકની તરફ મોં કરીને વાત કરતા. એમ કરતા નહીં, કે એકનાજ તરફ મોં રાખતા અને બીજા તરફ જોતા પણ નહીં સઘળાઓ સાથે એવો વરતાવ રાખતા, કે દરેક શખસ એમ સમજતો કે મને સર્વથી વધુ ચાહે છે. જો કોઇ શખસ પાસે આવીને બેસતો અથવા વાત શરૂ કરતો તો તેની ખાતેર રોકાઇ બેસી રહેતા. જ્યારે તે પ્રથમ ઉઠતો તો ફરી તેવણ ઉઠતા. તેમનો સ્વભાવ સઘળાઓ સાથે સામાન્ય ( આમ ) હતો. ઘરમાં જઈ ગાદી તકિયે બેસતા નહતા. પણ ઘરનું ઘણું ખરૂં કામ પોતાને હાથે કરતા. બકરીનું દૂધ દોહતા, પોતાનાં કપડાં સાફ કરતા, પોતાનું કામ ઘણું કરીને

પોતાને હાથે કરતા કેવો પણ ભૂંડો માણસ તેમની પાસે આવતો તેની સાથે પણ મેહેરબાનીની સાથે મળતા. તેનું દિલ તોડતા નહીં મતલબ કે, સઘળા માણસોથી શુભ સ્વભાવમાં તેઓજ ચઢીયાતા હતા. જો કોઇથી કોઇ નહીં પસન્દ વાત થઇ જતી તો કદી તેના મોં દર મોં કહેતા નહતા. તેમની તબીયતમાં કરડાપણું નહતું અને કદી કરડાપણાનું રૂપ પણ દેખાડતાં નહીં. જેમ કેટલાકોની ટેવ હોય છે કે કોઇને ડરાવવા ધમકાવવા માટે દેખાડવાની રૂએ ગુસ્સાની સુરત બનાવે છે અને ફરી તેવી વાતો કરે છે. તેમની ટેવ ગળું કાઢીને બોલવાની નહતી જે કોઇ તેમની સાસે બુરાઇ કરતો તેની સાથે તેવણ બુરાઇ કરતા નહોતા પણ માફ કરતા. દરગુજર કરતા. કદી પોતાને હાથે કોઇ ગુલામને, ખીજમતગારને, સ્ત્રીને એટલુંજ નહી પણ કોઇ જનાવરને પણ પોતાને હાથે મારતા નહોતા, શરીઅતના હુકમ પ્રમાણે શીક્ષા કરવી એ જુદી વાત છે. કોઇ આપની સાથે જુલમ કરતો તો તેનો બદલો લેતા નહોતા. દરેક વખત હસમુખ રહેતા. મોં ચઢાવતા નહીં કે વાંકુ કરતા નહીં. એની આ મતલબ નથી, કે વગર ગમે રહેતા કારણ કે ઉપર વર્ણવ્યું છે કે દરેક વખત શોકાતુર અને વિચારમાં રહેતા. સ્વભાવ ઘણો નરમ હતો. નતો વાતમાં આકરા પણું હતું, ન વરતાવમાં આકરાપણું. જે મન પર આવે કહી દે એવો સ્વાભાવ નહતો કોઇની એબ બયાન કરતા નહતા. અને કોઇ વસ્તુ આપવામાં ખંચાતા નહીં. અને આ કુટેવની તો હવા પણ લાગેલી નહીં, જે પોતાની મોટાઇ બયાન કરવી, કોઇથી તકરાર કરવી. જે વાતમાં કાંઇ લાભ નહીં હોય તેમાં લાગવું ન કોઇની બુરાઇમાં રહેતા અને ન કોઇની ખોદણીમાં પડતા. અને મોંથી તેજ વાત કાઢતા, જેમાં સવાબ મળ્યા કરે છે. કોઇ બહારનો પરદેશી આવતો અને વાત ચીતમાં પૂછપરછમાં બેતમીજી કરતો તેવણ સહન કરતા કોઇને પોતાની તારીફ કરવા નહીં દેતા, બીજી હદીસોમાં ઘણી સારી રીતે વાતો લખાઈ છે પણ જેટલી અમે લખી છે જો તે પર અમલ કરો તો એ પણ ઘણી છે. હવે નેક બીબીઓનો હાલ સાંભળોઃ—

### ૧ હજરત હવ્વા (અલે)નું વર્ણન.

આ હજરત આદમ (અલે)ની બીબી અને સઘળી દુન્યાના માણસોની મા છે, અલ્લાહ તઆલાએ તેવણને પોતાની સંપૂર્ણ શક્તિથી હજરત આદમ (અલે) ની ડાબા પાંસળાથી ઉત્પન્ન કર્યાં. અને ફરી તેમની સાથે નિકાહ કરી આપ્યા. અને તેઓને જનતમાં રહેવા માટે જગ્યા આપી અને ત્યાં એક ઝાડ હતું તેના ખાવાની મનાઈ કરી. તેઓએ ભૂલ કરી શૈતાનના બેહકાવવામાં આવીને તે ઝાડ ખાધું તે ઉપરથી અલ્લાહ તઆલાનો હુકમ થયો કે તમો જંનતમાંથી નીકળી દુન્યામાં જાઓ. દુન્યામાં આવી પોતાની ચુક ઉપર ઘણા રડયા અલ્લાહ તઆલાએ તેઓની ચુક માફ કરી, અને શરૂમાં હજરત આદમ (અલે)થી અલગ પડયા હતાં ફરી અલ્લાહ તઆલાએ તેમનાથી મેળવ્યાં. ફરી બંનેમાં અગણીત ઓલાદ [વંશ] થઇ.

ફાયદો—બીબીઓ ! જુવો હજરત હવ્વાએ [અલે] પોતાની ખતાનો ઇકરાર કર્યો તોબહ કરી, કેટલીક સ્ત્રીઓ પોતાની કસરને નીભાવા કરે છે, તે વિષે બનાવટ કરે છે અને કદી પોતાના ઉપર વાત આવવા દેતી નહીં. અને ઘણીઓ તો એવી છે કે, ગુનાહો કરતી રહે છે. આખી ઓમર છોડતી નથી. વિશેષ કરી ગીબત (નિન્દા) અને રીત રીવાજને પકડી રાખવાં. બીબીઓ ! આ કુટેવને છોડો અને જે ખતા કસૂર થાએ જલદીથી તેને છોડો અને તોબહ કરો.

### ૨ હજરત નૂહ (અલે)ની માનું વર્ણન.

કુરઆન શરીફમાં છે કે, હજરત નૂહે [અલે] પોતાની સાથે પોતાની માને લઇને દોઆ કરી. તફસીરોમાં લખાયું છે કે તેમનાં માબાપ મુસલમાન હતાં.

ફાયદો—જુઓ ઇમાનની કેવી બરકત છે, કે ઇમાનદાર માટે પૈગમ્બર પણ દોઆ કરે છે. બીબીઓ! ઇમાન મજબુત રાખો.

### ૩ હજરત સારા (અલે)નું વર્ણન.

આ હજરત ઇબ્રાહીમ પૈગમ્બર [અલે] ની બીબી અને હજરત ઇસહાક પૈગમ્બર (અલે) ની મા છે. એવણુની ફીરશતાઓની સાથે વાતો કરવી, અને ફીરશતાઓનું એમને કહેવું "તમો સઘળા ઘરવાળાઓ માટે ખોદાની રહમત અને બરકત છે" આ કિસ્સો કુરઆનમાં છે. એમની પારસાઇ (પાકદામની, પવિત્રાઇ) અને એમની દુઆ કબુલ થવાનો એક કિસ્સો હદીસ શરીફ-માં આવ્યો છે કે * જ્યારે હજરત ઇબ્રાહીમ [અલે] હિજરત કરીને શામમાં ગયા તાં એવણુ પણ સફરમાં સાથે હતાં. માર્ગમાં કોઈ જુલમ-કાર રાજાની વસતી અવી. તે કમબખ્તને કોઇએ જઇને લગાડી કે તારા રાજ્યમાં એક ખુબ-સુરત સ્ત્રી આવી છે. તેણે હજરત ઇબરા-હીમ (અલે) ને બોલાવીને પૂછ્યું કે, તમારી સાથે કોણ સ્ત્રી છે? તેવણે ફરમાવ્યું કે મારી બહેન છે. (એટલે દીનની રૂએ) ધણિયાણી એટલા માટે નહીં કહી કે તે એમને ખાવિન્દ જાણીને મારી નાખતે. જ્યારે ત્યાંથી પાછા ફર્યા તો તેમને હજરત સારાને કહ્યું કે, જુઓ મારી વાતને જુઠવશો નહીં, અને જુઓ તો તમે દીનની રૂએ મારી બેહેન છો. ફરી તેણે હજ-રત સારાને પકડાવી મંગાવ્યાં. જ્યારે તેવણુને જણાયું કે એની નૈયત ખોટી છે તો તેમણે વોજુ કરી નમાઝ પઢી અને દોઆ કરી—એ અલ્લાહ! જો હું તારા પૈગમ્બર ઉપર ઇમાન રાખનારી તથા હંમેશ પોતાની આબરૂ બચા-વનારી છું. તો આ કાફિરની સત્તા મારા પર ચાલવા દેવી નહીં. તો તેની એવી અવસ્થા થઇ કે હાથ પગ પછાડવા લાગ્યો. ફરી તો સમજાવવા લાગ્યો. અને કહ્યું કે અલ્લાહથી દોઆ કરો કે હું સાજો થાઉં. હું પાકો વાયદો કરૂં છું કે કંઇ ફહીશ નહીં. એમને પણ વિચાર આવ્યો કે, જો મરી જશે તો લોક કહેશે કે આ સ્ત્રીએ મારી નાખ્યો હશે. મત-લબ કે એના સાજા થવાની દોઆ કરી. તે તરત સાજો થયો. તેણે ફરી શરારત કરવાનો વિચાર કર્યો. તેવણે ફરી શ્રાપ આપ્યો. તેણે ફરી આજેજી કરવી શરૂ કરી તેવણે ફરી દોઆ કરી. મતલબ કે ત્રણવાર એવોજ કિસ્સો બન્યો. આખર ગુસ્સે થઇ કહેવા લાગ્યો કે, તમો કંઇ બલાને મારી પાસે લાવ્યા છો! એને પાછી ફેરવો. અને હજરત હાજેરા (અલે) જેવણુને એણે જુલમથી દાસી બનાવ્યાં હતાં અને તેવણુ કેબતીયોની જાતથી હતાં અને એવીજ રીતે ખોદાએ તેમની ઇજ્જત પણ સંભાળેલી હતી. તેમને ખીજમતને માટે સારા (અલે) ને હવાલે કર્યાં. માશાઅલ્લાહ ઈજ્જત આબરૂની સાથે હજરત ઇબરાહીમ (અલે)ની પાસે અવી ગયાં.

ફાયદો—બીબીઓ! જુવો, પારસાઈ કેવી બરકતની વસ્તુ છે. એવા માણસનો સંભાળ અલ્લાહ કેવી રીતે કરે છે. અને આ પણ જણાયું કે નમાઝથી આફતો ટળે છે અને દોઆ કબુલ થાય છે. જ્યારે કોઇ રીતની પરે-શાની (ગભરાટ) થાય તો ફરી નફલોમાં લાગી જાઓ, અને દોઆ કરો.

### ૪ હજરત હાજેરા [અલે]નું વર્ણન.*

જે જુલમી બાદશાહનું વર્ણન ઉપર આવ્યું છે તેણે હજરત હાજેરા (રદી) ને બાંદીપણાના રૂએ રાખ્યાં હતાં. જેમકે હમણા વર્ણાવ્યું. ફરી તેણે એવણુને હજરત સારા (રદી) ને આપ્યાં અને હજરત સારાએ (રદી) એવણુને પોતાના ધણી હજરત ઇબિરાહીમ (અલે)ને આપ્યાં અને એમનાથી હજરત ઇસમાઈલ (અલે) જન્મ્યા. હજુ હજરત ઇસમાઇલ (અલે) દુધ પીતા બાળકજ હતા, કે અલ્લાહે મક્કા શરીફને હજ-રત ઇસમાઇલ (અલે)ની ઓલાદથી વસાવવાનું

* બોખારી શરીફ ઉપરથી.

* બોખારી શરીફ ઉપરથી.

ફેરવ્યું. તે વેળા તે જગ્યાએ જંગલ હતું અને કાબા શરીફ પણ બનેલું નહતું. અલ્લાહ તઆલાએ હજરત ઇબ્રાહીમ (અલે) ને આજ્ઞા કરી કે તમો હજરત ઇસમાઇલ (અલે) તથા તેમની મા હાજેરાને તે મેદાનમાં મુકો. અમો તેઓની સંભાળ કરનાર છીએ. ખોદાના હુકમથી હજરત ઇબરાહીમ (અલે) મા દીકરા બંને ને લઇને તે જંગલ નિર્જનમાં જ્યાં હમણા મક્કા છે ત્યાં પહોંચ્યા. અને તેઓની પાસે પાણી ની એક મશક અને ખજુરનો એક થેલો રાખ્યો. જ્યારે પહોંચાડીને પાછા ફરવા લાગ્યા તો હજરત હાજેરા (રદી) તેમની પાછળ ચાલવા લાગ્યાં અને કહ્યું કે, અમને અહિંયાં એકલાં મુકી જાઓ છો? હજરત ઇબરાહીમે (અલે) કંઇ ઉત્તર આપ્યો નહીં, ત્યારે તેવણે કહ્યું કે શું અલ્લાહ તઆલાએ તમને એ હુકમ કર્યો છે? હજરત ઇબરાહીમ (અલે) બોલ્યા હા. તો તેવણ કહેવા લાગ્યાં કે ત્યારે તો કશો ગમ નથી, તે પોતેજ અમારી સંભાળ રાખશે. અને પોતાની જગ્યાએ જઇ બેઠાં. ખજુર ખાઇને પાણી પીતાં અને હજરત ઇસમાઇલ (અલે) ને ધવડાવતાં. જ્યારે મશકનું પાણી ખપી ગયું હજરત ઇસમાઇલ (અલે) ની તો એવી હાલત હતી કે તરસને લીધે વલખાવા લાગ્યા. મા પોતાના બાળકની આ અવસ્થા નીહાળી શકી નહીં અને પાણી લેવા સફા પહાડ ઉપર ચઢી. અને ચારે બાજુ નજર દોડાવી કે કદાપી કેથે પાણી દેખાય. જ્યારે કેથે દેખાયું નહીં તો તે પહાડ ઉપરથી ઉતરી બીજા પહાડ મરવહ તરફ ચાલી કે તે પર ચઢીને જુએ. વચ્ચેના મેદાનમાં જમીનનો એક ભાગ ખાડો હતો. જ્યારે સરખી જમીન ઉપર ચાલતાં તો બાળકને દેખતાં રહેતાં. પણ જ્યારે તે ખાડામાં ઉતરતાં તો બાળક દેખાતું નહીં. માટે દોડીને તે ખાડાથી નીકળી સરખા મેદાનમાં આવતાં. મતલબ કે મરવહ પહાડ ઉપર પહોંચ્યા અને એવીજ તરેહ ત્યાં પણ ચઢીને જોયું, પણ કંઈ પતો લાગ્યો નહીં. ત્યાંથી ઉતરી બેભાનીમાં ફરી સફા પહાડ તરફ ચાલ્યાં. એવીજ રીતે બંને પહાડો ઉપર કેટલાક ફેરા કર્યા. અને દરેક વખતે તે ખાડાને દોડી પસાર કરતાં હતાં અલ્લાહ તઆલાને તે કૃત્ય એવું પસંદ પડયું કે, હાજીઓને હમેશાંને માટે આ આજ્ઞા કરી કે બંને પહાડોની વચ્ચે સાત ફેરા ફરે અને તે ખાડાની જગ્યામાં જ્યાં હમણા સરખી જમીન થઈ ગઇ છે ત્યાં દોડીને ચાલ્યા કરે. મતલબ કે, છેવટના ફેરામાં મરવહ પહાડ ઉપર હતાં કે એમના કાનમાં એક અવાજ આવ્યો. તે તરફ કાન લગાડીને ઉભાં થયાં તેજ અવાજ ફરી આવ્યો. પણ બોલનાર કોઇ જણાયો નહીં, ત્યારે તેવણે મોટે સાદે કહ્યું, મેં અવાજ સાંભળ્યો છે. જો કોઇ શખ્સ મદદ કરી શકતો હોય તે મદદ કરે. તેજ વખતે જ્યાં ઝમઝમ કૂવો છે ત્યાં ફીરસ્તો પ્રગટ થયો અને પોતાનો પગ જમીન ઉપર માર્યો. ત્યાંથી પાણી ઉડવા લાગ્યું. તેવણે ચારે બાજુંથી માટીના પીન્ડલ બનાવી તેને ઘેરી લીધું. અને મશક ભરી પોતે પીધું અને બાળકને પાયું. ફિરસ્તાએ કહ્યું નચિન્ત રહે. આ જગ્યા ખોદાનું ઘર એટલે કાબા છે આ છોકરો પોતાના બાપની સાથે મળીને આ ઘર બનાવશે અને એમાં વસતી થશે. જેમકે થોડાજ દિવસમાં આ સઘળું પ્રગટ થયું. એક કાફલો (સંઘ) ત્યાં આવ્યો તે લોકો પાણી જોઇને થોભ્યા અને વસી ગયા અને હજરત ઇસમાઇલ (અલે) ની શાદી થઇ. ફરી હજરત ઇબરાહીમ (અલે) અલ્લાહ તઆલાના હુકમથી ત્યાં પધાર્યા. અને બંને બાપ દીકરાએ મળીને ખાનએ કાબા બાંધ્યું અને તે ઝમઝમનું પાણી તે વેળા જમીનમાં ઉતરી ગયું હતું. ફરી કેટલીક મુદ્દતે તે કૂવો બન્યો.

ફાયદો—જુવો હજરત હાજેરાને (રદી) ખોદા તઆલા ઉપર કેવો ભરોસો હતો. જ્યારે તેવણને જણાયું કે આ જંગલમાં રહેવાનું ખોદા તઆલાના હુકમથી છે, તો કેવી રીતે નચિંત થયાં. અને ફરી તે ભરોસો કરવાની

કેવી કેવી બરકતો પ્રગટ થઇ. બાબાઓ ! એવીજ રીતે તમારે ખોદાપર ભરોસો રાખવો જોઇએ ઇનશાં અલ્લાહોતઆલા સઘળાં કામો ઠીક થતાં જશે. અને એમની બુજરૂગી જુવો કે એમની દોડ તો પાણીની ઢુંઢ માટે હતી પણ અલ્લાહને કેવી પસન્દ થઇ, કે હાજીઓ માટે તેને ઇબાદત બનાવી. જે બંદા મકબુલ હોય છે. તેમનો મામલો કંઇ બીજોજ થાય છે. બીબીઓ ! તમો ઘણી દ્રઢતાથી અલ્લાહ તઆલાનો હુકમ માનો, કે જેથી તમો પણ ખોદાને પસન્દ થાઓ. ફરી તમારાં દુન્યાનાં કામ પણ દીનમાં મળી જશે.

## ૫ હજરત ઇસમાઇલ (અલે)ની બીજી બીબીનું વર્ણન.*

ખાનએ કાબા બાંધવા પ્રથમ હજરત ઇબરાહીમ (અલે) બીજી બે વાર પણ મક્કામાં પધાર્યા છે, પણ બંને વેળા હજરત ઇસિમાઇલ (અલે) ઘરમાં મળ્યા નહીં. અને ઘણું થોભવાનો હુકમ નહતો. પ્રથમ વાર જ્યારે તેવણ પધાર્યા તે વેળા હજરત ઇસમાઇલ (અલે) ના ઘરમાં એક બીબા હતી તેણીને પૂછ્યું કે કેવી રીતે ગુજારો થાયછે ? તે કહેવા લાગી કે, ઘણી પીડાંમાં છીએ. તેવણે ફરમાવ્યું કે જ્યારે તમારો પતી આવે તો તેમને મારૂં સલામ કહેશો. અને આ કહેશો કે, આ દરવાજાની ચોખટ (બારશાખ) બદલો. તો જ્યારે હજરત ઇસમાઇલ (અલે) ઘરમાં આવ્યા તો સઘળો હાલ જણાયો. તેમણે ફરમાવ્યું કે તે મારા પીતા હતા. અને ચોખટ તે તું છે. અને તેવણ કહી ગયા કે તને છોડું [તલાક આપું] તેણીને તલાક આપી. ફરી બીજી એક બીબીથી નિકાહ કર્યો. જ્યારે હજરત ઇબરાહીમ (અલે) બીજી વાર આવ્યા તો આ બીબી ઘરમાં હતી તેણીએ ઘણી ખાતર કરી. તેમણે તેણીથી પણ ગુજરાનો હાલ પુછયો. તેણીએ કહ્યું ખોદાનો ઉપકાર [શુંકર] છે ઘણા આરામમાં છીએ તેવણે એઓને માટે દોઆ કરી અને ફરમાવ્યું કે જ્યારે તમારો ધણી આવે તો મારૂં સલામ કહેશો અને કહેશો કે પોતાના દરવાજાની ચોખટ કાએમ રાખશો. ફરી હજરત ઇસમાઇલ (અલે) ના આવ્યા પછી આ હકીકત પણ જણાઇ. તેમણે બીબીને ફરમાવ્યું કે આ મારા બાપ હતા એમ કહી ગયા કે તને પોતાની પાસે રાખું.

ફાયદો—જુવો, નાશુકરીનું ફળ આગલી બીબીને શું મળ્યું ? એક નબી નારાજ થયા અને બીજા નબીએ પોતાની પાસેથી જુદી પાડી. અને શુકર અને સબરનું ફળ બીજી બીબીને શું મળ્યું ? એક નબીએ દોઆ કરી અને બીજા નબીની સેવામાં રહેવું મળ્યું. બીબીઓ ! કદી અઉપકારી નહીં થવું. જે હાલતમાં હોય સબર શુકરથી રહેવું.

## ૬ નમરૂદ કાફિર બાદશાહની દીકરીનું વર્ણન.*

નમરૂદ તે જાલિમ બાદશાહ છે, કે જેણે હજરત ઇબરાહીમ (અલે) ને અગ્નિમાં નાખ્યા હતા. તેની આ દીકરી જેનું નામ રઅદહ છે તે ઉપરથી ઉભી ઉભી જોતી હતી. તેણીએ જોયું કે, અગ્નિએ હજરત ઇબ્રાહીમ (અલે) ઉપર કશી અસર કરી નથી. તે મોટે સાદે બોલી, આનું શું કારણ છે ? તેવણે ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ ઇમાનની બરકતથી મને બચાવ્યો છે. તે કહેવા લાગી, જો હુકમ હોએ તો હું પણ આ અગ્નિમાં આવું. તેમણે કહ્યું **લાએલાહ ઇલ્લ-લ્લાહ ઇબ્રાહીમ ખલીલુ લ્લાહ** કહીને ચાલી આવ. તે કલેમો પઢતી બેધડક આગમાં ચાલી આવી. તેની ઉપર પણ અગ્નિએ કંઇ અસર કરી નહીં. અને ત્યાંથી નીકળી પોતાના બાપને ઘણું ભૂંડું ભલું કહ્યું. તેણે એની સાથે ઘણી સખતાઇ કરી પણ તે પોતાના ઇમાન ઉપર કાએમ રહી.

ફાયદો—સુબ્હાનલ્લાહ ! કેવી હિમ્મતવાળી બીબી હતી, કે તકલીફમાં પણ ઇમાન છોડયું

* બોખારી શરીફ વગૈરે ઉપરથી.

* અલએબુલ કસસ ઉપરથી.

નહીં. બીબીઓ! તમો પણ મુસીબતના વખતોમાં મજબુત હિમ્મત રાખો અને વાળસરખું પણ દીનની વિરૂદ્ધ નહીં કરો,

## ૭ હજરત લુત (અલે) ની દીકરીઓનું વર્ણન.

જ્યારે અલ્લાહ તઆલાએ લુત (અલે)ની પાસે ફિરશતા મોકલ્યા અને તેઓએ આવીને ખબર આપી કે, હવે આપની કોમ ઉપર જેઓએ આપને માન્યા નથી અઝાબ આવનાર છે. ત્યારે અલ્લાહતઆલાએ આ પણ કહેવડાવ્યું કે, પોતાના મુસલમાન કુટુંબને આ વસ્તીથી કાઢી લઇ જાઓ. તે મુસલમાન કુટુંબમાં આપની દીકરીઓ પણ હતી. એઓ પણ અઝાબથી બચી ગઇ હતી.

ફાયદો—જુવો, ઇમાન કેવી બરકતની વસ્તુ છે, કે દુન્યામાં જે ખોદાનો કોપ ઉતરે છે તેથી પણ ઇમાન બચાવ કરે છે. બીબીઓ ! ઇમાનને સારી રીતે મજબુત કરો અને તે સર્વ હુકમો ઉપર ચાલવાથી અને સઘળા ગુનાહોથી બચવાથી થાય છે.

## ૮ હજરત ઐયુબ (અલે) ની બીબીનું વર્ણન.

એમનું નામ રહમત છે. જ્યારે હજરત ઐયુબ (અલે) નું તમામ બદન જખમી થયું અને સર્વેએ પાસે આવવું છોડી દીધું ત્યારે આ બીબી ખીજમત કરવામાં લાગેલાં હતાં અને દરેક રીતની તકલીફ ઉઠાવતા.. એક વાર એમને આવતાં વાર લાગી હતી, હજરત ઐયુબે (અલે) ગુસ્સામાં આવી કસમ ખાધી કે, હું સાજો થઇશ તો એને સો લાકડીઓ મારીશ. જ્યારે એવણ સાજા થયા તો પોતાની કસમ પૂરી કરવાનો ઇરાદો કર્યો. અલ્લાહતઆલાએ પોતાની રહમતથી આ સહેલો હુકમ કર્યો કે, તમો સો તણખલાં (તૃણ) હોય એવી એક ઝાડુ લો અને તેથી એકવાર મારો.

ફાયદો—જુઓ, કેવાં સબરદાર બીબી હતાં, કે આવી હાલતમાં પણ બરાબર પોતાના ધણીની ખીજમત કરતાં રહ્યાં. અને બીમારીમાં તેમના કસમ ખાવાથી જણાય છે કે, તેમનો મીજાજ કંઇ નાજુક બનેલો. તે તેને પણ સહન કરતાં. આજ ખીજમત અને સબરની બરકત હતી, કે અલ્લાહતઆલાએ તેમને લાકડીઓથી બચાવ્યાં. આથી જણાય છે કે, તે અલ્લાહ તઆલાનાં ઘણાં પ્યારાં હતાં. કે અલ્લાહતઆલાએ કાયદાને કેવો સહેલો કર્યો. હમણા એ મસઅલો નથી. એવી રીતે જો કોઇ સમ ખાએ તો ઝાડુ મારવાથી સમ ઉતરે નહીં. પણ એવી કસમ તોડી કફારો આપવો પડશે. બીબીઓ ! ધણીની તાબેદારી અને તેના નાજુક મીજાજને ઉપાડતી રહો. તમો પણ એવીજ રીતે પ્યારી થશો.

## ૯ હજરત લેયા એટલે હજરત યુસોફ (અલે)ની ખાલાનું વર્ણન

એમનું વર્ણન કુરઆન શરીફમાં આવ્યું છે. જ્યારે હજરત યુસોફ (અલે) મિસરના બાદશાહ થયા, અને દુષ્ટકાળ પડયો અને સઘળા ભાઇઓ મળીને અનાજ ખરીદ કરવા એમની પાસે ગયા અને હજરત યુસોફે (અલે) પોતે પોતાને ઓળખાવ્યા તે વેળા પોતાનો કુડતો પોતાના બાપ હજરત યાકુબ (અલે) ની આંખો ઉપર નાખવા માટે આપ્યો. અને એમ પણ કહ્યું કે, સઘળાઓને અત્રે લઇ આવો તો હજરત યાકુબ (અલે) ની આંખો સાજી થઇ. અને પોતાના વતનથી ચાલી મિસરમાં હજરત યુસોફ (અલે) ને મળ્યા. ત્યારે હજરત યુસોફે (અલે) પોતાના પીતાને તથા પોતાની આ ખાલાને માન આપવા બાદશાહી તખ્ત ઉપર બેસાડયા. અને આ બંને તથા સઘળા ભાઇઓ તે વેળા હજરત યુસોફની આગળ સિજદામાં પડયા. તે વખતમાં સલામની જગા સિજદો દુરસ્ત હતો હમણા દુરસ્ત નથી. યુસોફ (અલે) ની માની વફાત થઇ હતી અને હજરત યાકુબે (અલે) એમની સાથે નિકાહ કર્યા હતા. આ ખાલાને અલ્લાહતઆલાએ એમની મા કહી છે. અને કેટલાકોએ કહ્યું છે

કે જેમનો આ કિસ્સો છે તે મા હતાં. એમનું નામ રાહીલ હતું. હજરત યુસોફે (અલે) તે સઘળાઓને સિજ્દો કરતાં જોઇ ફરમાવ્યું કે આ મારા નાનપણના સ્વપ્નાની તાબીર (મતલબ) છે. એમણે સ્વપ્નું જોયું હતું કે સુર્ય, ચંદ્ર, અને અગિયાર તારા મને સિજ્દો કરે છે.

ફાયદો—જુવો કેવાં એ બુજર્ગ હશે, કે જેમની તાજીમ પૈગમ્બરે કરી.

## ૧૦ હજરત મુસા (અલે)ની માનું વર્ણન.

એમનું નામ યુખાએજ છે. જે વખતમાં ફિરઓનને નજુમીઓએ ડરાવ્યો હતો કે, બની ઇસ્રાઇલની કોમમાંથી એક છોકરો જન્મશે, જે તારા રાજપાટનો નાશ કરશે. તેથી ફિરઓને હુકમ કર્યો કે બની ઇસ્રાઇલમાં જે પુત્રનો જન્મ થાય તેને કતલ કરો તો હજારો છોકરા કતલ થયા. આવા બારીક વખતમાં હજરત મુસા (અલે) નો જન્મ થયો તે વખતે અલ્લાહ તઆલાએ આ બીબીના દિલમાં આ વાત નાખી, જેને ઇલહામ કહે છે કે તમો વગર ખટકે એને દૂધ પાતાં રહો. અને જ્યારે એવો ડર હોય કે કોઇને એની ખબર પડશે ત્યારે એમને પેટીમાં બંધ કરી દરિયામાં નાખશો ફરી જેવી રીતે અમો ઇચ્છીએ છીએ તે પ્રમાણે તમારી પાસે પહોંચાડી આપીશું તો તેવણે નિર્ધાસ્ત ( બેધડક ) તેમજ કર્યું, અને અલ્લાહતઆલાએ પોતાનો વાયદો પૂરો કર્યો.

ફાયદા—બીબીઓ ! જુવો એમને ખોદા તઆલા ઉપર કેવો ભરોસો હતો અને નાચન્ત હતાં, અને આ ભરોસાની બરકતો પણ કેવી જાહેર થઇ !

## ૧૧ હજરત મુસા (અલે) ની બેહેનનું વર્ણન.

એમનું નામ કેટલાકોએ કહ્યું છે કે મરયમ છે, અને કેટલાકોએ કહ્યું છે કે કુલસમ છે. જ્યારે હજરત મુસા ( અલે ) ની માએ એમને દરિયામાં નાખ્યા ત્યારે આ બેહેનને કહ્યું, જરા તું તપાસમાં રહે. પરિણામ શું આવે છે. મતલબ કે તે પેટી નહેરમાં થઇને ફિરઓનના મેહેલમાં પહોંચી, અને કાઢવામાં આવી તો તેમાંથી એક ખુબસુરત બાળક મળ્યું. અને ફિરઓને કતલ કરવાનો વિચાર કર્યો પણ ફિરઓનની ધણિયાણી જે નેકબખ્ત તથા ખોદા તરસ હતા તેમણે આ સાંભળી જાન બચાવી. અને બંને ધણી-ધણિયાણીએ પોતાનો દીકરો કરી પાલવાનો વિચાર કર્યો. હવે મુસા ( અલે ) કોઇ પણ દાઇનું દૂધ મોમાં લેતાજ નહિ. સઘળા વિચારમાં પડયા કે એની શી તદબીર કરીએ. તે વેળા આ બીબી એટલે હજરત મુસા ( અલે ) ની બેહેન આજ ઢુંઢમાં ત્યાં પહોંચ્યાં હતાં. તે કહેવા લાગ્યાં કે, હું એક દૂધ પાનારી બતાવીશ છું જે ઘણી ભલું ઇચ્છક તથા કૃપાળુ છે અને તેણીનું દૂધ પણ ઘણું સ્વચ્છ છે. આખર તેણીએ હજરત મુસા ( અલે ) ની માનો પતો બતાવ્યો તેમને બોલાવ્યાં અને હજરત મુસા ( અલે ) તેમને સોંપાયા. અને અલ્લાહતઆલાનો આ વાયદો કે તેને તારી પાસે પહોંચાડીશ. તે આવી રીતે પૂરો થયો.

ફાયદો—જુવો અક્કલ પણ કેવી વસ્તુ છે કેવી રીતે પતો લગાડયો ! અને કેવી રીતે જાનના જોખમમાં પોતાની માની ભલાઇ કરી અને તાબેદારી બજાવી લાવ્યાં. અને દુશમનોને ખબર પણ પડી નહી. બીબીઓ ! માં બાપની તાબેદારી તથા અક્કલ હુશીયારી ઘણી મોટી નેઅમત છે.

## ૧૨ હજરત મુસા (અલે) ની બીબીનું વર્ણન.

એમનું નામ સફુરા છે, અને હજરત શોએબ (અલે) ની મોટી દીકરી છે. જ્યારે હજરત મુસા ( અલે ) ને હાથે મિસર શહેરમાં એક કાફિર અવિચારે (બેઇરાદા) મરાયો અને ફિરઓનને ખબર થઇ, તેણે પોતાના સરદારોથી સલાહ કરી કે મુસા ( અલે )

ને કતલ કરવા જોઈએ. મુસા (અલે) આ ખબર પડતાંજ સંતાઇને મદયન શહેરની તરફ ચાલતા થયા. જ્યારે વસતીની હદ ઉપર પહોંચ્યા, તો જોયું કે, ઘણા ભરવાડ કુવાથી પાણી કાઢી પોતાનાં બકરાંઓને પાય છે. પણ બે છોકરીઓ પોતાનાં બકરાંઓને પાણી ઉપર જવાથી રોકી રહી છે. આ બે છોકરીઓમાંથી એક હજરત મુસા (અલે) ની બીબી હતાં અને એક સાળી હતી. તેમણે તેઓને એનું કારણ પૂછયું તેણીઓએ કહ્યું કે અમારા ઘરમાં કોઇ પુરૂષ કામ કરનાર નથી જેથી અમને પોતે કરવું પડે છે. પણ કેમ કે અમો બાઈ માણસ છીએ માટે પુરૂષો જતા રહેવાની વાટ જોઇએ છીએ. સઘળા ચાલ્યા જાય છે ત્યારે અમો પોતાની બકરીઓને પાણી પીવડાવીએ છીએ. એમને એ બાઇઓના હાલ ઉપર મહેર આવી અને પોતેજ પાણી ખેંચી બકરાંઓને પાયું. એ બંનેએ જઇને પોતાના બાપને આ વર્ણન કર્યું. તેમણે મોટી દીકરી મોકલી કે તે બુજરૂગને તેડી લાવ. તે શરમાતી શરમાતી આવી અને હજરત મુસા (અલે) ને તેમનો સન્દેશો પહોંચાડયો ત્યારે તેમની સાથે ચાલ્યા અને હજરત શોએબ (અલે) થી મળ્યા. તેમણે એમને દરેક રીતે દિલાસો આપ્યો અને કહ્યું, હું ચાહું છું કે આમાંથી એક દીકરીને તમારી ધણિયાણી બનાઉં, પણ આવી શરતથી. કે આઠ વર્ષ અથવા દશ વર્ષ મારી બકરીઓ ચરાવો. હજર મુસા (અલે) એ કબુલ કર્યું. અને મોટી દીકરીથી એવણનો નિકાહ થયો. હવે એને લઇને વતન ચાલ્યા. માર્ગમાં ઠંડીને લીધે અગ્નિની જરૂરત પડી. "તૂર" પહાડ ઉપર અગ્નિ દેખાઈ ત્યાં પહોંચ્યા તો ખોદાનું નૂર હતું. ત્યાં એવણને પેગમ્બરી મળી.

ફાયદો—જુવો પોતાના ઘરનું કામ કેવી મહેનતની સાથે કરતી. અને પરાયા પુરૂષથી લાચારીએ બોલવું પડયું તો કેવી શરમાતી બોલી. બીબીઓ! તમો પણ ઘરના કામોમાં આરામ ઢુંઢો નહીં તેમ સુસ્તી કરો નહીં. અને લાજ શરમ હંમેશાં રાખો. ..

## ૧૩ હજરત મુસા (અલે) ની સાળીનું વર્ણન.

એમનું વર્ણન હમણાં આવી ગયું છે. એમનું નામ સફીરા છે. એ પણ પોતાની બેહેનની સાથે ઘરનું કામકાજ ઘણી મહેનતની સાથે કરતી હતી અને બાપની તાબેદારી તથા ખીજમત કર્યા કરતી.

ફાયદો-બીબીઓ! એવીજ રીતે તમો પણ મા બાપની ખીજમત અને ઘરનાં કામો જેવી રીતે ગરીબ લોકો કર્યા કરે છે તેમ મહેનત અને મશકકતની સાથે કર્યા કરો એને હલકાઈ સમજો નહીં. જુઓ પૈગમ્બરની દીકરીઓથી તો તમારો મરતબો વધુ નથી.

## ૧૪ હજરત આસિયાનું વર્ણન.

મિસરનો રાજા ફિરઔન જેણે ખોદાઈ દાવો કર્યો હતો તેની આ બીબી છે. ખોદાની કુદરત ઘણી શૈતાન અને બીબી એવી વલી કે જેની પ્રશંશા કુરઆનમાં છે અને જેની તારીફ અને બુજરૂગી અમારા પૈગમ્બરે (સલ) આવી રીતે ફરમાવી કે, પુરૂષોમાં ઘણાઓએ સંપૂર્ણતા મેળવી પણ સ્ત્રીઓમાં હજરત મરયમ અને આસિયા વગર કોઇ સંપૂર્ણતાની પદવિએ પહોંચી નથી. એમણેજ હજરત મુસા (અલે) ની જાન તેમના બાળપણમાં બચાવી હતી. જેનું વર્ણન હજરત મુસા (અલે) ની બેહેનના વર્ણનમાં આવ્યું છે. એમની કિસમતમાં હજરત મુસા (અલે) ઉપર ઇમાન લાવવું લખ્યું હતું એમના દિલમાં તેમની મહોબ્બત શરૂ બાળપણથીજ ઉત્પન્ન થઇ હતી જ્યારે હજરત મુસા (અલે) ને પૈગમ્બરી મળી ત્યારે ફિરઔન તો ઇમાન લાવ્યો નહિ. પણ એવણ ઇમાન લાવ્યાં. ફિરઔનને જ્યારે એમના ઇમાન લાવવાની ખબર પડી, ત્યારે ઘણી સખતાઇ કરી અને તરેહ તરેહનાં દુઃખ આપ્યાં. પણ એવણે પોતાનું ઇમાન છોડયું નહીં.

એવીજ હાલતમાં દુન્યાથી સીધાર્યાં.

ફાયદો-જુવો કે ઇમા નમાં કેવાં પાકાં હતાં. કે ધણી બદદીન બાદશાહ હતો. સઘળું કંઇ તેણે કર્યું પણ તેના સાથી થયાં નહિ. હમણાં તો જરા જરા વાતમાં કુફરના શબ્દો બોલવા લાગે છે. બીબીઓ ! ઇમાન મોટી નેઅ-મત છે. ગમે તેવી તકલીફ પહોંચે દીનથી વિરૂદ્ધ કોઇ કામ કરવું નહીં. જો કોઇનો ધણી બદદીનીની વાતો કરે તો કદી તેનો સાથ આપે નહીં. અને તે વખતમાં કાફિર પુરૂષથી નિકાહ થતો હતો. પણ અમારી શરીઆતમાં આ હુકમ નથી. જો ધણી કાફિર હોય તો નિકાહ દુરસ્ત નથી અને જો કાફિર થયા પહેલાં નિકાહ થયો હોય તો તે ટુટી જાય છે.

## ૧૫ ફિરઔનની દીકરીની લોંડીનું વર્ણન.

રૌદતુસ્સફા એક કિતાબ છે. તેમાં લખ્યું છે કે, ફિરઔનની દીકરીની એક લોંડી હતી. તે તેણીના કારોબારમાં અધીકાર ધરાવતી હતી અને તેણીની ચોટી પટી પણ તેજ કરતી હતી. અને હજરત મુસા (અલે) ઉપર ઇમાન પણ લાવી હતી. પણ ફિરઔનના ડરથી જાહેર કરતી નહોતી. એક દિવસે તેણીના વાળ સણુ-ગારતાં તેણીના હાથમાંથી કાંસકી પડી ગઇ. તેણીએ બિસ્મિલ્લાહ કહીને ઉપાડી. છોકરીએ પુછ્યું આ તેં શું કહ્યું ? કોનું નામ લીધું ? લોંડીએ કહ્યું આ તેનું નામ છે, જેણે તારા બાપને ઉત્પન્ન કર્યો અને તેને રાજપાટ આપ્યું. છોકરીને ઘણો આશ્ચર્ય થયો કે, મારા બાપથી પણ કોઈ મોટો છે ! દોડતી પોતાના બાપ પાસે ગઇ અને સઘળું વૃત્તાંત વર્ણવ્યું. ફિરઔન ગુસ્સે થયો અને તે લોંડીને બોલાવી ધમકાવી પણ તેણીએ ખુલ્લી રીતે કહ્યું કે તું જે ચાહે તે કર. હું ઇમાન છોડીશ નહીં. પ્રથમ તેના હાથ પગમાં ખીલા ઠોકયા અને તેનાપર અંગારા તથા ભરભટ નાખી. જ્યારે તેથી પણ કંઇ વળ્યું નહી, તો તેણીને કેડે બાળક હતું તેને અગ્નિમાં નાખ્યું. બાળક અગ્નિમાંથી બોલ્યું, મા ધીરજ રાખશો કદી ઇમાન છોડશો નહીં. મતલબકે તે પોતાના ઇમાન ઉપર જમેલી રહી. આખર તે બાપડીને પણ પકડીને ધગધગતી અગ્નિમાં નાખી. સુરા બોરૂજ (વસ્સમાએ જાતીલ બોરૂજ) માં ખાડવાળાઓનું વર્ણન છે તેમાં પણ એવીજ રીતે એક સ્ત્રીનો અને તેના બાળકનો બનાવ બન્યો છે.

ફાયદો-જુવો ઇમાનમાં કેવી પાકી હતી. બીબીઓ ! ઇમાન મોટી નેઅમત છે. પોતાની મનીચ્છાને માટે અથવા કોઈ લાલચ માટે અથા કોઇ દુઃખ દરદ માટે કદી પોતાના દીન ઇમાનમાં ખલલ નાખવો નહીં. અલ્લાહ તથા રસુલની વિરૂદ્ધ કોઇ કામ કરવું નહીં.

## ૧૬ હજરત મુસા (અલે) ના લશ્કરની એક ડોસીનું વર્ણન.

જ્યારે ફિરઔને મિસરમાં બની ઇસ્રાઇલોને ઘણું દુઃખ આપવું શરૂ કર્યું, એઓથી તરેહ તરેહની વેઠ લેતો, એઓને મારતો અને દુઃખ આપતો હજરત મુસા ( અલે ) ને અલ્લાહ-તઆલાનો હુકમ થયો કે, સઘળા બની ઇસ્રા-ઇલને રાતોરાત મિસરથી કાઢી જા, કે જેથી ફિરઔનના જુલમથી એમનો જાન બચે, મુસા ( અલે ) સર્વને લઇને ચાલ્યા. જ્યારે નીલ નદી ઉપર પહોંચ્યા તો માર્ગ ભૂલી ગયા. અને બીજા કોઇની પણ જાણમાં રસ્તો હતો નહિ. ત્યારે તેમણે તાજુબ કરી મોટે સાદે ફર-માવ્યું કે, જે શખ્સ આ ભેદથી જાણકાર હોય તે આવીને બતાવે. એક ડોસીએ હાજર થઇને ફરમાવ્યું કે જ્યારે હજરત યુસોફ ( અલે ) ની વફાત થવા લાગી તો તેમણે પોતાના ભાઇ બત્રીજાઓને વસીયત કરી કે, જો કોઇ વખ-તમાં તમો લોક મિસરમાં રહેવું તજી દો ત્યારે જે તાબુતમાં મારી લાશ ( શબ ) છે તે પોતાની સાથે લઇ જવું તો જ્યાંસુધી તમો તે તાબુતને પોતાની સાથે નહીં લઇ જશો, માર્ગ મળવાનો નહીં. તેવણે તાબુતનો હાલ

* તફસીર મઝહરી ઉપરથી

દરયાફ્ત કર્યો કે ક્યાં દફન છે. એ તાબુતનું જાણનાર પણ તે ડોસી વગર કોઇ નીકળ્યું નહીં. તેણીને જ્યારે પુછ્યું તો તેણે અરજ કરી કે, જ્યાં સુધી એક વાતનો એકરાર કરો નહીં, હું બતાવીશ નહીં. તેવણે પૂછ્યું કે તે વાત કઈ છે? તે કહેવા લાગી, તે એકરાર આ છે કે, મારો ખાતેમા ઇમાન ઉપર થાય અને જંનતમાં જે પદવીમાં આપ હોવ તેજ પદવીમાં મને રહેવાની જગ્યા મળે. તેમણે અલ્લાહ તઆલાથી અરજ કરી, ઓ અલ્લાહ! આ વાત મારા અખત્યારની નથી. અલ્લાહ તરફથી હુકમ થયો કે, તમો એકરાર કરો, અમો પૂરો કરીશું. તેવણે એકરાર કર્યો. તેણીએ તાબુતનો પત્તો બતાવ્યો, કે નદીની વચ્ચે દફન હતું. તાબુતને કાઢતાંજ માર્ગ મળી ગયો.

ફાયદો જુવો આ ડોસી કેવી બુજરૂગ હતી, કે દુન્યાની કાંઇ દોલત માગી નહીં. પોતાની આખેરતને સુધારી. બીબીઓ! તમો પણ દુન્યાનો લોભ છોડો. તો તે ભાગ્યમાં છે તેટલી મળશેજ પોતાના દીનને શણગારો.

## ૧૭ હેસુરની બેહેનનું વર્ણન.

કુરઆન શરીફમાં હજરત મુસા (અલે) તથા ખિદર (અલે) ના કિસ્સામાં વર્ણાયુ છે કે, હજરત ખિદરે એક નાના છોકરાને અલ્લાહ તઆલાના હુકમથી મારી નાખ્યો અને હજરત મુસા (અલે) એ ગભરાઇને પૂછ્યું કે, આ બાળકે શી કસુર કરી છે, કે તેથી એને મારી નાખ્યો. હજરત ખિદરે (અલે) ફરમાવ્યું, જો આ છોકરો જુવાન થતે તો કાફિર થતે અને એનાં માબાપ ઇમાનદાર છે, તેઓ પણ એની પ્રીતિમાં બગડે એવો ડર હતો. માટે એને કતલ કરવો એમાંજ મસલહત છે. હવે એના બદલામાં અલ્લાહ તઆલા એક છોકરી આપશે, જે બુરાઇઓથી પવિત્ર થશે. અને માબાપને વધુ લાભ આપનાર થશે. બીજી કિતાબોમાં લખાયું છે કે તેજ પ્રમાણે એક છોકરી આવી પેદા થઇ અને એક પૈગમ્બર સાથે તેણીના નિકાહ થયા અને સિત્તેર પૈગમ્બરો તેણીની ઓલાદમાં થયા તે છોકરાનું નામ સુર હતું અને આ છોકરી તેની બેહેન હતી.

ફાયદો: જેની તારીફમાં અલ્લાહ તઆલા ફરમાવે કે, બુરાઇઓથી પવિત્ર અને માબાપને લાભ આપનારી થશે તે કેવી સારી હશે! જુવો ગુનાહોથી અલગ રહેવું અને માબાપને સુખ આપવું કેવું પ્યારૂં કામ છે! કે જેથી માણસનો એવો મરતબો થાય છે—કે, ખોદાતઆલા તે માણસની તારીફ કરે. બીબીઓ! તમો આ વાતોમાં ઘણી કોશીશ કરો.

## ૧૮ હેસુરની માનું વર્ણન.

હેસુર તેજ છોકરો છે, જેનું વર્ણન ઉપર આવ્યું છે. આ પણ તમો વાંચી ગઇ છો કે, કુરઆનમાં તેનાં માબાપને ઇમાનદાર લખ્યાં છે. જેને અલ્લાહતઆલા ઇમાનદાર કહે તે કાચા પાકા ઇમાનદાર તો હશેજ નહીં, પૂરા ઇમાનદાર હશે. આથી જણાયું કે, હેસુરની મા પણ ઘણી બુજરૂગ હતી.

ફાયદો જુવો ઇમાનમાં પાકા થવું એ એવી દોલત છે; જેપર અલ્લાહતઆલાએ પણ પ્રશંસા કરી. બીબીઓ! તમો ઇમાનને મજબુત કરો અને તે શરીઅતના હુકમ બજાવી લાવવાથી તથા સઘળી બુરાઇયોથી બચવાથી મજબુત થાય છે.

## ૧૯ હજરત સોલેમાન (અલે) ની માનું વર્ણન.

કુરઆનમાં સોલેમાન (અલે) ની દોઆમાં આ કહેવાયું છે, ઓ અલ્લાહ! તેં મારાં માબાપ પર ઇનઆમ કર્યું છે. આથી જણાયું કે, એવણની મા પણ બુજરૂગ હતાં કારણ કે મોટું ઇનઆમ ઇમાન તથા દીન છે.

ફાયદો જુવો ઇમાન આવી વસ્તુ છે કે ઇમાનદારનું વર્ણન પૈગમ્બરોની જબાનથી પણ સારી રીતે થાય છે. બીબીઓ! ઇમાનને સારી રીતે ઝળકતું રાખો.

## ૨૦ હજરત બીલ્કીસનું વર્ણન.

આ સબા દેશનાં રાણી હતાં. હજરત સોલૈમાન ( અલે ) ને હુદહુદ જાનવરે ખબર આપી હતી કે, મેં એક સ્ત્રી બાદશાહ (રાણી) જોઇ છે અને તે સૂર્યને પૂજે છે તેવણે એક પત્ર લખી હુદહુદને આપ્યું કે, આ તેણીની પાસે નાખ. તે પત્રમાં લખ્યું હતું કે તમો લોક મુસલમાન થઇને અહિંયાં હાજર થાઓ. તે પત્ર વાંચી તેમણે અમીરો તથા વજીરોથી સલાહ કરી. ઘણી વાતચીત થયા પછી તેમણે પોતેજ આ સલાહ આપી. હું તેવણની પાસે કંઇ વસ્તુઓ સોગાતની રૂએ મોકલુંછું. જો તેવણ રાખી લેશે તો સમજીશ કે તેવણ દુન્યાદાર બાદશાહ છે જો નહીં રાખશે તો સમજીશ કે પેગમ્બર છે. જ્યારે તે વસ્તુઓ હજરત સોલૈમાન (અલે) ની પાસે આવી, તેવણે સઘળી પાછી ફેરવી. અને કહેવડાવ્યું કે જો મુસલમાન થશે. નહીં તો લડાઇ માટે ફોજ લાવીશ આ સંદેશો સાંભળતાંજ તેમને ખાતરી થઇ કે બેશક પૈગમ્બર છે. અને મુસલમાન થવાના વિચારથી પોતાના શહેરથી ચાલ્યાં. તેમના ચાલવા પછી સોલૈમાને (અલે) પોતાના મોઅજેઝાથી એમનું એક ભારી ઘણી કીંમતનું બાદશાહી તખત હતું તે પોતાના દરબારમાં મંગાવ્યું, કે જેથી બીલ્કીસ મોઅજેઝો પણ જુવે, અને તે તખતનાં મોતી જવાહેર કાઢી હેરફેર જડાવ્યાં. જ્યારે બીલકીસ અહિંયા પહોંચ્યાં તો હજરત સોલૈમાનના હુકમથી તેમની બુદ્ધિની જાંચ કરવા પૂછાયું કે જુવો આ તમારો તખત તો નથી ? તેમણે ઘણો વિચાર કરી કહ્યું હા, એ તેવોજ છે. " તેવોજ " એટલા માટે કહ્યો કે તેમાં કંઇક ફેરફાર કરવામાં આવ્યો હતો. આ જવાબથી જણાયું કે ઘણાં બુદ્ધિમાન છે. ફરી સોલૈમાને (અલે) બિલકીસને આ વાત દેખાડવા માગી કે અમારા ખોદાની આપેલી બાદશાહત પણ તમારી દુન્યાની બાદશાહતથી મોટી છે. આ વાત દેખાડવા માટે હજરત સોલૈમાને (અલે) હુકમ કર્યો કે, પાણીથી ભરેલો એક હોજ બનાવો. જેના ઉપર સફાઇદાર કાચ બીછાવ્યો હોય. એવી રીતે કે, તે દેખાય નહીં, અને સોલૈમાન (અલે) એવી જગ્યાએ જઇ બેઠા કે, જે માણસ ત્યાં જવા ચાહે તેના માર્ગમાં તે હોજ આવે અને બિલકીસને તે જગ્યાએ હાજર થવાનો હુકમ આપ્યો. બિલકીસ જ્યારે હોજ પાસે પહોંચ્યાં તો કાચ તો દેખાયો નહીં, પણ તે એમ સમજ્યાં કે, મને પાણીમાં ઉતરવું પડશે તો પાયચો ચઢાવવા લાગ્યાં. તરત તેમને કહેવામાં આવ્યું કે એ પર કાચ મઢેલો છે. એમજ ચાલી આવો. જ્યારે બિલકીસે તખત મંગાવવાનો મોઅજેઝો જોયો અને તે કારીગરી પણ જોઇ. જેથી તે સમજ્યાં કે, એમની પાસે પગમ્બરી સિવાય બાદશાહીનો આવો પણ સામાન છે, જે મારે ત્યાંના સામાનથી વધુ છે. તરત તેમણે કલેમો પઢયો અને મુસલમાન થયાં. કેટલાક આલમાએ કહ્યું છે કે, ફરી હજરત સોલૈમાને પોતે તેમનાથી નિકાહ કર્યો. પણ કેટલાકોએ કહ્યું છે કે, યમનના બાદશાહની સાથે નિકાહ કરી આપ્યો. અલ્લાહ ઘણું જાણનાર છે.

ફાયદો જુવો કેવાં બેનફસ હતાં, કે અમીર અને રાણી હોવા છતાં જ્યારે દીનની સાચી વાત જણાઇ તો શીઘ્ર ( જલદી ) તેને માની લીધું. તેને કબુલ કરવામાં શેખી કરી નહીં અને બાપદાદાની રસમને પકડી રાખી નહીં બીબીઓ ! તમો પણ પોતાનો એજ સ્વભાવ રાખો, કે જ્યારે દીનની વાત સાંભળો. કદી શરમ હયા અથવા ખાનદાનની રસમની તાબેદારી કરો નહીં. એમાંથી કોઇ વસ્તુ કામ આવશે નહીં. માત્ર દીનજ સાથે આવશે.

## ૨૧ બની ઇસ્રાઇલની એક લોંડીનું વર્ણન.*

હદીસ શરીફમાં એક કિસ્સો છે કે, બની ઇસ્રાઇલની એક સ્ત્રી પોતાના બચ્ચાને ધવડાવતી હતી. એટલામાં એક સ્વાર ઘણી શાન

* બોખારી શરીફ ઉપરથી.

શોકતની સાથે સામે આવ્યો. માએ દોઆ કરી એ અલ્લાહ! મારા દીકરાને એવોજ કરશો. બાળક માની છાતી છોડી બોલ્યું, એ અલ્લાહ! મને એવો કરીશ મા. અને ફરી ધાવવા લાગ્યું. એટલામાં કેટલાક માણસો સામેથી ચાલ્યા જેઓ એક લોંડીને પકડી ઘણા અપ માનથી લઇ જતા હતા. માએ દોઆ કરી કે. એ અલ્લાહ! મારા દીકરાને એવો કરીશ મા. તે બાળક ફરી બોલ્યું, એ અલ્લાહ! મને એવોજ કરશો. માએ પૂછયું આ શી વાત છે? બાળકે કહ્યું તે સ્વાર એક જુલમકાર માણસ હતો. અને લોંડીને તોહમત આપે છે કે, આ ચોર છે, કુકર્મી છે. અને જુઓ તો તે બાપડી એથી ઠોરી છે.

ફાયદો–મતલબ આ છે કે, તે સ્વારની લોકો આગળ તો કદર(માન) છે, પણ અલ્લાહ તઆલાની નજીક જરાએ કદર નથી. અને આ લોંડી લોકોની આગળ તો એ કદર છે, પણ અલ્લાહની નજીક એની મોટી પદવી છે. તો કદર ખોદાને ત્યાં થવી જોઇએ, લોકો ગમે તેવી સમજે. અને જો ખોદાને ત્યાં કદર નહીં થઇ તો લોકોની કદર શું કામ આવે! જુવો તે લોંડીની આ કરામત હતી કે, તેણીની સફાઇ પ્રગટ કરવા માટે દૂધ પીતુ બાળક વાત કરવા લાગ્યું. બીબીઓ! કેટલીક સ્ત્રીઓની ટેવ છે કે, ગરીબોને ઘણા હલકા સમજે છે અને જરા સરખા વહેમથી તેઓપર એબ લગાડે છે, ચોરી ચઢાવે છે. આ ખરાબ વાત છે. કદાપી તે અલ્લાહની નજીક તમારાથી પણ શ્રેષ્ઠ હોય.

## ૨૨ બની ઇસ્રાઇલની એક અકલવાળી દીનદાર બીબીનું વર્ણન. *

મોહમ્મદ બીન કઅબે રિવાયત કરી છે કે, બની ઇસ્રાઇલમાં એક શખ્સ મોટો આલિમ હતો. અને ઘણી ઇબાદત કરનાર હતો. તેને પોતાની સ્ત્રીથી ઘણી મોહબ્બત હતી. ભોગ જોગે તે મરણ પામી. ત્યારે આલિમ ઉપર એક શોક એવો ચઢયો કે, દરવાજો બંધ કરીને ઘરમાં બેઠો અને સર્વથી મળવું બેસવું તજી દીધું. બની ઇસ્રાઇલમાં એક સ્ત્રી હતી. તેણે આ કીસ્સો સાંભળ્યો તે તેની પાસે ગઇ અને ઘરમાં આવજા કરનારાઓને કહ્યું કે, મને એક મસલો પૂછવો છે અને તે રૂબરૂમાંજ પૂછી શકું છું અને બારણામાં અડીને બેઠી. આખર તેને ખબર પડી. અને અંદર આવવાની રજા આપી. તે આવીને કહેવા લાગી કે મેં, પોતાની પડોસણથી કંઇક ઘરેણું પહેરવા માટે લીધું હતું. અને તેને ઘણી મુદ્દત સુધી પહેરતી રહી. ફરી તેણે માણસ મોકલ્યું કે, મારૂ ઘરેણું આપો. તો શું. તેણીને તે ઘરેણું આપવું જોઇએ? આલિમે કહ્યું બેશક આપવું જોઇએ તે સ્ત્રી બોલી તે ઘરેણું તો મારી પાસે ઘણી મુદ્દત રહેલું. માટે હું શામાટે આપું? આલિમે કહ્યું કે ત્યારે તો ઘણી ખુશીથી આપવું જોઇએ. કેમકે તેણીએ લાંબી મુદ્દત સુધી માંગ્યું નહીં એ તેનું મોટું એહશાન છે તે સ્ત્રીએ કહ્યું ખોદા તમારૂં ભલું કર. તો તમો શા માટે શોકમાં પડયા છો? અલ્લાહ તઆલાએ એક વસ્તુ માંગેલી વસ્તુને જેમ આપી હતી. ફરી જ્યારે ધાર્યું ત્યારે લઈ લીધી તેની તે વસ્તુ હતી. આ સાંભળી તે આલિમની આંખ ખુલી અને એ વાતથી તેને ઘણો ફાયદો મળ્યો.

ફાયદો–જુવો આ કેવી સ્ત્રી હતી! જેણે પુરૂષને પણ બુદ્ધિ આપી. અને પુરૂષ પણ કેવો કે આલિમ. બીબીઓ! તમને જોઇએ કે મોસી બતમાં એવીજ રીતે સમજા કરો અને બીજાઓને પણ સમજાવતી રહો.

## ૨૩ હજરત મરયમ [અલે] ની માનું વર્ણન.

આ બીબીનું નામ હન્ના છે. અને એમના ધણીનું નામ ઇમરાન છે. તે હજરત મરયમ (અલે) ના બાપ છે. જ્યારે એ ગર્ભવંતી થયાં તો અલ્લાહ સાહેબથી એમણે માનના માની કે, જે બચ્ચું મારા પેટમાં છે તેને આ

* તૈસીર ઉપરથી.

મસજીદની ખીજમત માટે આઝાદ કરીશ, એટલે દુન્યાનું કામ એનાથી લઈશ નહીં. તેમના મનમાં આ હતું કે છોકરો ઉત્પન્ન થશે કારણ કે મસજીદની ખીજમત છોકરોજ કરી શકે છે. તે વખતમાં એવી માનતા દુરસ્ત હતી જ્યારે બાળકના જન્મવાનો વખત આવ્યો તો થઈ છોકરી ઘણી અફસોસની સાથે કહ્યું કે ઓ અલ્લાહ ! આ તો છોકરી છે. હુકમ થયો કે, આ છોકરી છોકરાઓથી પણ સારી થશે અને ખોદાએ એને કબૂલ કરી. એ છોકરીનું નામ મરયમ રાખ્યું અને તેમણે એમને માટે આ દોઆ કરી કે, એને અને એની ઓલાદને શેતાનથી બચાવશો. જેમકે અમારા હજરતે (સલ) ફરમાવ્યું છે કે, શૈતાન દરેક બાળકને જન્મતાં છેડે છે. પણ હજરત મરયમ તથા તેમના દીકરા હજરત ઇસા (અલે)ને છેડી શકયો નહીં.

ફાયદો—જુવો તેમની પાક નૈયતની કેવી બરકત્ત થઈ કે ખોદા તઆલાએ કેવી પાક ઓલાદ આપી તથા ખોદા તઆલાએ તેમની દોઆ પણ કબુલ કરી. આથી જણાય છે કે અલ્લાહ તઆલાને એમની ખાતર ઘણી હતી. બીબીઓ ! પાક નૈયતની એવી બરકતો થાય છે. હંમેશ પોતાની નૈયત ચોખ્ખી રાખો જે નેક કામ કરો ખોદાને માટે કરો તમારી પણ અલ્લાહ તઆલાની દરબારમાં કદર થશે.

## ૨૪ હજરત મરયમ (અલે)નું વર્ણન

એમની પૈદાએશનું વર્ણન ઉપર આવી ગયું છે. જ્યારે એવણ પેદા થયાં તો એમની માતા પોતાની માનતાનુંસાર—એવણને લઇ બૅતુલ મોકદસની મસજીદમાં પહોંચ્યાં. અને ત્યાંના રહેનાર વડીલોને કહ્યું કે આ માનતાની છોકરીને લો. જો કે એવણ ઘણા મોટા ખાનદાનનાં હતાં. માટે સઘળાઓએ ઇચ્છા કરી કે હું લઇને પાળું. એઓમા હજરત જકરીયા (અલે) પણ હતા. અને તેવણ હજરત મરયમ (અલે) ના માસા થતા હતા. આ રીતે પણ એમનું હક્ક શ્રેષ્ઠ હતું. છતાં લોકોએ એમનાથી લડવું શરૂ કર્યું. જે રીતે ફેસલો કરવાનું સઘળાઓએ પસંદ કર્યું તેમાં પણ એવણજ ચઢયાતા રહ્યા આખર હજરત જકરીઆએ એમને લઈ પાળવાં શરૂ કર્યા. એમના વધવાની એવી હાલત હતી કે બીજાં બચ્ચાંઓથી ઘણુંજ વધતાં હતાં. તે એટલાં સુધી કે થોડા દિવસમાં સિયાણાં જણાવા લાગ્યાં. અને એમ પણ માના પેટથીજ બુજરૂગ અને વલી હતાં. અલ્લાહ તઆલાએ એમને કુરઆનમાં વલી કહ્યાં છે અને એમની કરામત બયાન કરી છે કે વગર ફસલના મેવા ગૈબથી એમની પાસે આવતા હતા. હજરત જકરીયા (અલે) પૂછતા કે આ કયાંથી આવે છે ? તો જવાબ આપતાં કે, અલ્લાહ સાહેબને ત્યાંથી. મતલબ કે એમની સઘળી વાતો આશ્ચર્યલાયક હતી. તે એટલાં સુધી કે જ્યારે જવાન થયાં તો માત્ર ખોદા તઆલાનીજ કુદરતથી વગર પુરૂષે ગર્ભ રહયો અને હજરત ઈસા ( અલે ) જન્મ્યા. યહુદીઓએ વગર બાપે બચ્ચું થવા ઉપર વાહયાત બકવો શરૂ કર્યો. અલ્લાહ તઆલાએ હજરત ઇસા ( અલે ) ને જન્મવાના વખતથી બોલવાની શકિત આપી. તેવણે એવી સારી સારી વાતો કરી કે ઇનસાફવાળાઓને જણાઇ ગયું કે, એમની પેદાએશ તે ખુદાની કુદરતનો નમુનો છે, અને બેશક વગર બાપે ઉત્પન્ન થયા છે. અને એમના મા પાક સાફ છે. અમારા પૈગમ્બરે (સલ) એમનો મહીમા ( બુજરૂગી ) બયાન કર્યો છે કે, બે સ્ત્રીઓ હજરત મરયમ તથા હજરત આસિયા વગર સ્ત્રીઓમાંથી કોઈ સંપૂર્ણ ( કામિલ ) થઇ નથી આ મજબુત હજરત આસિયાના વર્ણનમાં આવ્યું છે.

ફાયદો જુવો એમની માએ એમને ખોદાના નામનાં કર્યા હતાં. કેવાં બુજરૂગ થયાં. અને પોતે અલ્લાહ તઆલાની તાબેદારીમાં લાગેલાં રહેતાં હતાં. જેના માણસ વલી બને છે. એ તાબેદારીની બરકતથી અલ્લાહે

કેવી તોહમથી બચાઆ બીબીઓ ! અલ્લાહની તાબેદારી કર્યા કરો. સર્વ આફતોથી બચેલાં રહેજો. અને પોતાની ઓલાદને દીનમાં વધુ લાગેલી રાખો. દુન્યાનો ગુલામ નહીં બનાવો.

## ૨૫ હજરત જકરીયા (અલે) ની બીબીનું વર્ણન.

એમનું નામ ઇશાઅ છે. એ હજરત હન્નાની બેહેન અને હજરત મરયમ (અલે) ની ખાલા છે. એમના માટે અલ્લાહ તઆલાએ આવી રીતે ફરમાવ્યું છે કે, અમે જકરીયા ની બીબીને શણગારી છે. એની મતલબ કેટલાક વિદ્વાનોએ આ લખી છે કે, અમે એનો સ્વભાવ સારી રીતે સુધાર્યો છે. હજરત યહયા (અલે) તેમના વૃદ્ધાપણામા જન્મ્યા. હજરત ઇસા (અલે) સગાઇમાં હજરત યહયાની ખાસીના નવાસા છે. નવાસો પણ દીકરાને ઠેકાણે હોય છે માટે અમારા હજરતે (સલ) એકને બીજાની ખાલાનો દીકરો કહ્યો છે.

ફાયદો—જુવો, સારી આદતો કેવી સારી વસ્તુ છે, કે અલ્લાહ તઆલાએ પણ તેની તારીફ કરી. બીબીઓ ! દરેક રીતે તમારો સ્વભાવ સુધારો. આ સુધારવાના માર્ગો અમે સાતમા ભાગમાં સારી રીતે લખ્યા છે.

આ પચ્ચીસ કિસ્સા આગળની ઉમ્મતોની નેક બીબીઓના હતા. હવે થોડાક આ ઉમ્મતની નેક બીબીઓના સાંભળો;

## ૨૬ હજરત ખદીજા (રદી) નું વર્ણન*

એઓ રસુલુલ્લાહ (સલ નાં સર્વથી પ્રથમ બીબી છે. એમની મોટી મોટી બુજરૂગીઓ છે. એક દિવસે પૈગમ્બરે (સલ) એ મને ફરમાવ્યું કે, હજરત જીબરઇલ (અલે) ખોદા તઆલાનું સલામ તમારે માટે લાવ્યા છે. અને હજરતે (સલ) આ પણ ફરમાવ્યું છે કે, સઘળી દુન્યાની બીબીઓમાં સર્વથી સારી ચાર બીબીઓ છે (૧) હજરત મરયમ (૨) આસિયા ફિરઓનનાં ધણિઆણી (૩) હજરત ખદીજા અને (૪) હજરત ફાતેમા. અને કાફિરોના મામલાથી પૈગમ્બર (સલ) નું જે કંઇ દિલ દુખતું તે એઓને આવીને કહેતા તો એવણ એવી કોઇ દિલાસાની વાત કહેતાં કે હજરત (સલ) નું દિલ શાંત પડતું. અને હજરત (સલ) ને એમનો ઘણો ખીયાલ હતો, એમની વફાત પછી પણ બકરી વગેરે જુબહ કરતા તો એમની સહેલીઓ સખીઓ માટે પણ માંસ જરૂર મોકલતાં. હજરત (સલ) થી પ્રથમ એમનો બીજો નિકાહ થયો હતો. એમના પ્રથમ ખાવિન્દનું નામ અબુહાલા તમીમી હતું.

ફાયદો—અલ્લાહ તથા રસુલની નજીક જે એમનું માન હતું તે ઇમાન તથા તાબેદારીને લીધે હતું. બીબીઓ ! તમો પણ એમાં સારી રીતે કોશીશ કરો. અને આ પણ જણાયું કે ધણીના ગભરાટને વખતે તેનું દિલ રાખવું, તેને તસલ્લી આપવી નેક ખસલત છે. હમણા કેટલીક સ્ત્રીઓ ધણીના સજેના શાંત દિલને ઉલટું ગભરાટમાં નાખે છે. કદીતો તરેહ તરેહની ફરમાશો કરીને, અને કદી લડી વઢીને. એ ટેવ છોડી દો.

## ૨૭ હજરત સોદા [રદી] નું વર્ણન.

એવણ પણ અમારા હજરત (સલ) નાં બીબી હતાં. એવણે પોતાની વારીનો દિવસ હજરત આએસા (રદી) ને આપ્યો હતો. અને હજરત આએશા (રદી) નું કહેવું છે કે હજરત સોદા (રદી) વગર કોઇ પણ બીજી જોઇને મને આ લોભ થયો નથી કે હું પણ તેની થતે, એમને જોઇ મને લોભ થતો કે જેવાં એવણ છે તેવીજ હું પણ થતે, એમના પ્રથમ ખાવિન્દનું નામ સકરાન બાન અમર હતું.

* હજરત ખદીજાનાં વર્ણનથી તે સઘળી બીબીઓ તથા છોકરીઓના વર્ણન સુધી ઇસ્તીઆબ ઉપરથી.

ફાયદો—જુવો, હજરત સોદા ( રદી ) ની હિમ્મત કે પોતાની વારી પોતાની સોકને આપી. આજ કાલ નકામી સોકથી લડાઇ અને અને અદેખાઇ કરે છે. અને હજરત આએશા (રદી) નો ઇનસાફ કે સોકના ગુણ ગાએ છે. આજ કાલ જાણી બુજીને તેપર એબ લગાડે છે. બીબીઓ તમને પણ એવીજ હિમ્મત અને ઇનસાફ સ્વીકારવાં જોઇએ.

## ૨૮ હજરત આએશા સિદ્દીકા (રદી) નું વર્ણન.

એવણ અમારા હજરત (સલ) નાં ઘણાંજ પ્યારાં બીબી છે. એવણ કુંવારાં હતાં અને હજરત ( સલ ) નો નિકાહ થયો છે. એવણ ઇલમમાં એવાં પ્રવીણ હતાં કે અમારા હજરત (સલ) ના મોટા મોટા સહાબી એમનાથી મસઅલા પૂછતા હતા. એક વેળા અમારા હજરત (સલ) ને એક સહાબીએ પૂછયું કે, સર્વથી વધુ આપને કોની સાથે મોહબ્બત છે? તેવણે ફરમાવ્યું કે આએશા [રદી] ની સાથે. તેવણે પુછયું કે પુરૂષોમાં કોની સાથે ? ફરમાવ્યું કે તેવણના બાપ એટલે હજરત અબુબકર (રદી) ની સાથે. અને બીજા પણ એમના ગુણ બયાન થયા છે.

ફાયદો—જોવો, આ પણ એક સ્ત્રી હતાં, કે જેમનાથી મોટા મોટા આલિમ મસઅલા પુછતા હતા. અને હવે એવી સ્ત્રીઓ છે કે પોતે પણ આલિમોને પુછવાનો અથવા દીનની કિતાબો પઢવાનો શોખ નથી. બીબીઓ ! દીનનોઇલમ સારી રીતે મહેનતથી તથા શોખથી શીખો.

## ૨૯ હજરત હફસા [ રદી ] નું વર્ણન.

એવણ પણ અમારા હજરત ( સલ ) નાં બીબી છે અને હજરત ઓમર [ રદી ] નાં દીકરી છે. હજરતે કોઇ વાત ઉપર એમને એક તલાક આપી હતી ફરી હજરત જીબરઇલ ( અસે ) ના કહેવાથી તેવણે રૂજું કર્યું. હજરત જીબરઇલે (અસે) આવી રીતે ફરમાવ્યું કે તમો હફસાથી રૂજુ કરો. કારણ કે તે દિવસના રોજા ઘણા રખે છે અને રાત્રે જાગી ઘણી ઇબાદત કરે છે અને તેવણ જંનતમાં આપનાં બીબી થશે. તેવણે પોતાના ભાઇ અબ્દુલ્લાહ બીન ઓમરને વસીયત કરી હતી કે મારો આટલો માલ ખેરાત કરસો. અને કોઇ જમીન પણ તેવણે વક્ફ કરી હતી, તેનાં બંદોબસ્ત માટે પણ વસીયત કરી હતી. એમના પ્રથમ ખાવિન્દનું નામ ખોનેસ બીન હોઝાફા હતું.

ફાયદો—દીનદારીની બરકત જોઇ કે અલ્લાહ સાહેબ તરફથી તરફેણ થાય છે, ફિરસ્તાની મારફતે ખાતરદારીનો હુકમ થાય છે કે, પોતાની તલાક આપેલીથી રૂજુ કરો, અને એમની સખાવત જુઓ કે અલ્લાહના માર્ગમાં કેવી રીતે ખૈરાતનો બંદોબસ્ત કર્યો ! અને જમીન પણ વક્ફ કરી ! બીબીઓ ! દીનદારી અખત્યાર કરો, અને માલ દોલતનો લોભ અને મોહબ્બત દિલથી કાઢો.

## ૩૦ હજરત જૈનબ બીનતે ખોઝેમા રદી નું વર્ણન.

એવણ પણ અમારા પેગમ્બર (સલ) નાં બીબી છે. અને એવણ એવા સખી હતાં કે ગરીબોની માનાં નામથી પ્રખ્યાત હતાં એમના પ્રથમ ખાવિન્દનું નામ અબ્દુલ્લાહ બીનજહશ હતું.

ફાયદો—જુવો ગરીબોની ખીજમત કરવી કેવી બુજરૂગીની વાત છે !

## ૩૧ હજરત ઉમ્મે સલમા [ રદી ] નું વર્ણન.

એવણ પણ અમારા પેગમ્બર [સલ] નાં બીબી હતાં. એક બીબી કિસ્સો બયાન કરે છે કે, એક વાર હજરત ઉમ્મે સલમા (રદી) ની પાસે હતી. એટલામાં કેટલાક ગરીબ લોકો આવ્યા, જેમાં પુરૂષો પણ હતા અને સ્ત્રીઓ પણ હતી; અને આવીને અડીને બેઠા મેં કહ્યું ચાલો અહીંથી રસ્તો લો. હજરત ઉમ્મે સલમા (રદી) બોલ્યાં અમને એવો હુકમ

નથી. અરે છોકરી સઘળાઓને થોડું થોડું આપ. એક એક ખજુર કેમ નહીં હોય એમના પ્રથમ ખાવિન્દનું નામ હજરત અબુ સલમા (રદી) છે.

ફાયદો—જુવો, ગરીબ લોકોના બુરી બેસવાથી દિલમાં માઠું લાગ્યાં નહીં. હમણા જરા જરા વાતમાં કાઢવા તૈયાર થાય છે એટલુંજ નહીં પણ ભાંડવા લાગે છે. બીબીઓ ! એવું કદી કરશો નહીં.

## ૩૨ હજરત ઝેનબ બીનતે જહશ (રદી) નુ વર્ણન.

એવણ પણ અમારા પૈગમ્બર (સલ) નાં બીબી છે. હજરત ઝૈદ એક સહાબી છે, તેવણુને અમારા હજરતે (સલ) દીકરો કર્યો હતો. પ્રથમ કોઇને દીકરો કરવો દુરૂસ્ત હતું. જ્યારે તેવણુ જુવાન થયા ત્યારે તેમની શાદી કરવાની હજરત (સલ) ને ફિકર પડી. હજરતે આજ ઝૈનબને માટે તેમના ભાઇને પેગામ આપ્યું. આ બંને ભાઈ બહેન હસબ નસબમાં પોતાને સરખા હજરત ઝૈદને સમજતાં નહતા જેથી શરૂમાં રોકાયા, પણ અલ્લાહતઆલાએ એક આયત ઉતારી કે પૈગમ્બરના હુકમ થયા પછી મુસલમાનને કોઇ ઉજર કરવો નહીં જોઇએ. ત્યારે બંનેએ માન્ય કર્યું અને નિકાહ થયો. પણ ધણીધણિયાણીમાં સારી રીતે બનાવ થયો નહીં. તે એટલાં સુધી કે, હજરત ઝૈદે (રદી) તલાક આપવાનો વિચાર કર્યો. અને હજરત (સલ) થી આ બાબતમાં સલાહ કરી. હજરતે (સલ) તેમને રોકયા અને સમજાવ્યા. પણ તે મામલાને જોતાં હજરત (સલ) ને જણાયું કે આ તલાક આપવા વગર રહેશે નહીં. તે વખત તેવણુને ઘણી ચિન્તા ઉત્પન્ન થઇ કે પ્રથમથીજ આ બંને ભાઇ બેહેનનું દિલ આ નિકાહને પસંદ કરતું નહોતું, પણ મારા કહેવાથી કબુલ કર્યું હતું. હવે જો તલાક થઇ તો વળી પણ બંને ભાઇ બેહેનની વાત હલકી પડશે. અને એઓનું દિલ દુઃખશે. એઓના દિલ રાખવાની શી તદબી કરવી જોઇએ. આખર વિચાર કરતાં આ વાત સમજમાં આવી કે જો હું પોતે નિકાહ કરૂં તો બેશક એઓનો ગમ દુર થશે. નહીં તો બીજી કોઈ વાત સમજમાં આવતી નથી. પણ એની સાથે પાછું દુન્યાની બતરીસીએ ચઢવાનો પણ વિચાર આવ્યો, કે બેઇમાન લોક જરૂર તાનો કરશે કે વહુથી નિકાહ કર્યો. અગર જો શરીઅત પ્રમાણે મોં બોલ્યો દીકરો ખરેખરો દીકરો થતો નથી. પણ લોકોના મોંને કોણ પકડી શકે ? વળી તેમાં પણ એવા બેઈમાન લોક કે જેઓને દોષ મુકવા માટે રજનું ગજ કરતાં આવે છે. એવણ આ વિચાર ફિકરમાં હતા એટલામાં હજરત ઝૈદે તલાક પણ આપી. અને ઇદત પૂરી થયા પછી તેવણુનો વધુ મત આ તરફ થયો કે, માંગણી કરવી જોઇએ. ફરી તેવણે પૈગામ મોકલ્યું; તેવણે ઉત્તર આપ્યો કે હું મારા પરવરદિગારને કહું છું. પોતાની બુદ્ધિથી કંઇ કરીશ નહીં. તેની જો ઇચ્છા હશે તો તે પોતે એનો સામાન કરી આપશે. આ કહી વોજુ કરી મુસલ્લા ઉપર પહોંચી નમાઝ પઢવા લાગ્યાં અને નમાઝ પછી દોઆ કરી. અલ્લાહતઆલાએ પોતાનાં પૈગમ્બર (સલ) ઉપર આયત ઉતારી કે અમે તેણીના નિકાહ તારી સાથે કર્યા છે. તે પછી હજરત (સલ) તેવણુ પાસે પધાર્યા અને આયત સંભળાવી. એવણુ બીજી બીબીઓ આગળ ફખર કરતાં કે તમારા નિકાહ તમારા માબાપે કર્યા છે પણ મારો નિકાહ અલ્લાહતઆલાએ કર્યો. અને પરદાનો હુકમ જે પહેલ વહેલો થયો તે એમનીજ શાદીમાં થયો. અને આ બીબી ઘણાં સખી હતાં. હાથનો હુનર પણ કરતાં. પોતાના હુનરની કમાઇથી ખરખૈરાત કરતાં હતાં. એક વારનો જીકર છે કે સઘળી બીબીઓએ મળીને અમારા હજરત (સલ) ને પૂછ્યુ કે આપની પછી સર્વથી પ્રથમ ક્યાં બીબી દુન્યાની વફાત પછી આપની સાથે મળશે ? તેવણે ફરમાવ્યું કે જેનો હાથ સર્વથી લાંબો હશે. અરબી ભાષામાં સખીને લાંબા હાથવાળો કહે છે. પણ બીબીઓ એને સમ-

જ્યાં નહીં. તેઓ માપની લંબાઇને સમજ્યાં અને ફરી એક લાકડીથી પોતાનો હાથ માપવા લાગ્યાં. તો સઘળાથી વધુ હાથ લાંબો સોદા ( રદી ) નો નીકળ્યો. પણ સર્વથી પ્રથમ હજરત ઝેનબ ગુજર્યા. તે વેળા સમજમાં આવ્યું કે આની આ મતલબ હતી. મતલબ કે એમની સખાવત અલ્લાહ તથા રસુલની આગળ સિધ્ધ થઇ હતી. હજરત આએશા (રદી) નું કહેવું છે કે મેં હજરત ઝેનબથી સારી કોઇ સ્ત્રી જોઇ નથી. દીનમાં ઘણી કામિલ, ખોદાથી ઘણું ડરનારી, વાતની ઘણી સાચી, સગાંઓ સાથે ઘણી ભલાઇ કરનારી, ખૈરાત ઘણું કરનારી, ખૈરાત કરવા માટે હાથના હુનરમાં ઘણી મહેનતી. અમારા પૈગમ્બરે (સલ) એમની બાબતમાં ફરમાવ્યું છે કે દિલમાં ઘણી નમ્રતા રાખનારી, અલ્લાહતઆલા આગળ ઘણી રડનારી.

ફાયદો બીબીઓ ! તમોએ સખાવતની બુજરૂગી અને હાથના ધંધાની ખુબી અને દરેક કામમાં અલ્લાહ તરફ વલણ રાખવાને સાંભળ્યાં. જુવો, હાથે કામ કરવાને કદી હલકાઇ સમજશો મા.

### ૩૩ હજરત ઉમ્મે હબીબા (રદી) નું વર્ણન.

એવણ પણ અમારા હજરત ( સલ ) નાં બીબી છે. જ્યારે મક્કામાં કાફિરોએ મુસલમાનોને ઘણા સતાવ્યા અને મદીના શરીફ જવાનો તે વખત સુધી હુકમ થયો નહતો. ત્યારે ઘણા મુસલમાનો હબશના દેશમાં ચાલ્યા ગયા. ત્યાંનો રાજા જેને નજાશી કહે છે તે નસરાની ( ખ્રીસ્તી ) ધર્મ પાળતો હતો. પણ મુસલમાનોના ગયા પછી તે મુસલમાન થયો હતો. મતલબ કે જેઓ હબશ ગયા હતા તેઓમાં હજરત ઉમ્મે હબીબા (રદી) પણ હતાં. એવણ વિધવા થયાં ત્યારે નજાશી બાદશાહે એક બાંદી જેનું નામ અબરહા હતું તેણીને એવણની પાસે મોકલી કે હું તમને રસુલુલ્લાહ ( સલ ) માટે પૈગામ આપું છું. તેવણે કબુલ રાખ્યું. અને ઇનઆમમાં અબરહાને ચાંદીના બે કંગણ અને કેટલાંક વીંટી છલ્લાં આપ્યાં. એમના પ્રથમ ખાવિન્દનું નામ ઓબૈદુલ્લાહ બીન જહશ હતું.

ફાયદો—એવણ કેવાં દીનદાર હતાં, કે દીનની સંભાળ માટે ઘરથી બેઘર થયાં. આખર અલ્લાહતઆલાએ પોતાની મોહબ્બતના બદલામાં કેવી રાહત અને કેવી ઇજ્જત આપી. કે હજરત (સલ) થી નિકાહ થયો અને બાદશાહે એ વિષેનો બંદોબસ્ત કર્યો. બીબીઓ ! દીનના મોકામાં કદી દુન્યાના આરામની અથવા નામ, માલ, કે ઘરબારની લાલચ કરવી નહીં. આ સઘળી વસ્તુ દીન ઉપર કુરબાન છે.

### ૩૪ હજરત જોવેરીયા ( રદી ) નું વર્ણન.

એવણ પણ અમારા હજરત ( સલ ) નાં બીબી છે. બની મુસતલકના નામની જે લડાઇ પ્રખ્યાત છે તે લડાઇમાં એવણ કાફિરોના શહેરથી કેદ થઇને આવ્યાં હતાં. અને એક સહાબી સાબેત બીન કૈસ અથવા તેમનો કોઇ કાકાનો છોકરો હતો, તેના હિસ્સામાં આવ્યાં હતાં. એવણે પોતાના માલિકને કહ્યું કે હું તમને આટલા કાંઇક રૂપીઆ આપીશ. તમો મને લોંડીપણાથી આજાદ કરો. તેવણે કબુલ કર્યું. એવણ હજરત (સલ) પાસે આવ્યાં કે કંઇ રૂપીયાની મદદ કરો. હજરત તેવણની દીનદારી તથા ગરીબી ઉપર રહમ લાવ્યા. અને ફરમાવ્યું કે જો તમો કહો તો સઘળા રૂપીયા હું અદા કરૂં અને તમારી સાથે નીકાહ કરૂં. તેવણે જીવજાન ( અંતઃકરણ ) થી કબુલ રાખ્યું. મતલબ કે નિકાહ થયો. જ્યારે નિકાહનો હાલ લોકોને જણાયો તો તેવણની સગાઇના કબીલાના બીજાં પણ કેદી હતાં અને બીજા મુસલમાનોના કબજામાં હતાં તે સઘળાઓએ તે કેદીઓને ગુલામીથી આજાદ કર્યાં, કે હવે એઓની અમારા હજરત (સલ) સાથે સાસરવેલની સગાઇ થઇ છે તો એઓને ગુલામીમાં રાખવું બેઅદબી છે. હજરત આએશા ( રદી ) નું કહેવું છે કે જેવો લાભ

એવણનાં સગાંઓને એમના લીધે થયો; એવી કોઇ સ્ત્રી અમારી જાણમાં આવી નથી. એમના પ્રથમ ખાવિન્દનું નામ મોસાફેઅ બીન સફ્વાન હતું.

ફાયદો–જુવો, દીનદારી અજબ નેઅમત છે કે એની બદોલત લોંડી હોવા છતાં હજરત (સલ) ની બીબી બન્યાં. બીબીઓ! હજરત (સલ) થી વધુ કોઈ ઇજ્જતદાર નથી. જ્યારે હજરતે લોંડીને બીબી બનાવવી દોષપાત્ર જાણ્યું નહીં તો ભલતી જગ્યા કોઇ મસલેહતથી કોઇ નિકાહ કરે અથવા પરદેશણને કોઇ લઇ આવે તો તમો પણ તેને હલકી સમજો નહીં. આ ઘણી ખરાબ બીમારી છે અને ગુનોહ પણ છે. જુવો સહાબા (રદી) નો અદબ કે હજરત (સલ) ની બીબીની કેટલી મોટી ઇજ્જત કરી, તેવણનાં સગાંઓની પણ હલકાઈ પસંદ કરી નહીં. આજકાલ કેવી જહાલત છે! ખુદ એવી બીબીની પણ ઇજ્જત નહી કરતી, ફરી તે ગમે તેવી દીનદાર હોય તો ફરી તેનાં સગાંઓની શું ધુળ ઈજ્જત કરવાની ઉમ્મેદ છે!

## ૩૫ હજરત મૈમુના (રદી) નું વર્ણન.

એવણ પણ અમારા હજરત (સલ) નાં બીબી છે. એક ઘણાજ મોટા હદીસના જાણનાર આલિમ કહે છે કે એમનો નિકાહ હજરત (સલ) ની સાથે આવી રીતે થયો કે એવણે આવી રીતે હજરત (સલ) આગળ અરજ કરી કે, મેં પોતાની જાન આપને અર્પણ કરી છે. એટલે વગર મોહરે આપના નિકાહમાં આવવા હું રાજી છું અને ફરી હજરતે (સલ) કબુલ રાખ્યું. એવી રીતનો નિકાહ ખાસ અમારા હજરત (સલ) નેજ દુરૂસ્ત હતો. અને તફસીરના એક ઘણા જાણનાર આલિમ કહે છે કે, આયતમાં એવા નિકાહનો હુકમ છે તે પ્રથમ આજ બીબી માટે ઉતરી છે. એમના પ્રથમ ધણીનું નામ [illegible] હતું.

ફાયદો–જુવો, કેવાં દીનનાં આશિક બીબી હતાં, કે હજરત (સલ) ની ખીજમતને ઇબાદત સમજી મોહરની પણ પરવા કરી નહીં. અને જુવો તો તે વખતમાં મોહર નકદા નકદીજ મળતી હતી. અમારા વખતની જેમ કિયામત અથવા મોત સુધીની ઉધાર નહોતી. બીબીઓ! હમેશ દીનને અસલી દોલત સમજો. દુન્યાની એવી મોહબ્બત નહીં કરશો કે પોતાના વખતને પોતાના વિચારને એમાંજ ખપાઓ. રાત દિવસ એજ ધુન રહે. મળી જાય તો ખીલી ખીલી જાઓ. ફરી સવાબ હોય કે ગુનોહ હોય. અને નહીં મળે તો ગમસ્વાર થાય, શિકાયત (રાવ) કરતી ફરો. જેની પાસે હોય તે પર હસદ કરતી ફરો. નૈયત ડામાડોલ કરતી રહો.

## ૩૬ હજરત સફીયા (રદી) નું વર્ણન.

એવણ પણ અમારા પેગમ્બર (સલ) નાં બીબી છે. ખૈબર એક વસ્તી છે ત્યાં યહુદીઓ સાથે મુસલમાનોની લડાઇ થઇ હતી. આ બીબી તે લડાઈમાં કેદ થઇને આવ્યાં હતાં, અને એક સહાબીના હિસ્સામાં ગયાં. હજરત પૈગમ્બરે (સલ) તેવણને ખરીદીને આઝાદ કર્યાં, અને તેવણથી નિકાહ કર્યો. આ બીબી હજરત હારૂન પૈગમ્બર (અલે) ની ઓલાદમાંથી છે. અને ઘણાજ ધીરજ રાખનાર (બુરદોબાર) બુદ્ધિમાન ખુબીઓથી ભરપૂર છે. એમની બુરદોબારી એક કિસ્સાથી જણાય છે કે, એમની એક લોંડીએ હજરત ઓમર (રદી) આગળ એમની બે વાતની ચુગલી (ચાડી) કરી. એક તો આ કે એમને હજુ સુધી શનીવારના દિવસની મોહબ્બત છે. આ દિવસ યહુદીઓમાં ઘણો માનીતો હતો. મતલબ આ કે એવણમાં મુસલમાન હોવા છતાં પોતાના પ્રથમ દીન યહુદીપણાની અસર રહી ગઈ છે. એટલે એમ સમજો કે પૂરાં મુસલમાન નથી. બીજી વાત આ કે યહુદીઓને [illegible] કે મે કરે છે. હજરત ઓમરે (રદી)

હજરત સફીયા ( રદી ) ને પૂછ્યું, તેવણે જવાબ વાળ્યો કે, પ્રથમ વાત તો તદન જુડી છે. જ્યારથી હું મુસલમાન થઈ છું અને અલ્લાહે જુમ્માનો દિવસ આપ્યો છે ત્યારથી શનીવાર સાથે દિલને જરાએ વલગણ નથી. હા, બીજી વાત બેશક સાચી છે, અને તેનું કારણ આ છે કે, તેઓ મારાં સગાં છે. અને સગાંઓ સાથે ભલાઇ કરવી શરીઅત વિરૂદ્ધ નથી. ફરી તે લોંડીને પૂછ્યું કે તને જૂઠી ચાડી ખાવાનું કોણે કહ્યું ? તેણીએ કહ્યું કે શૈતાને, તેવણે કહ્યું કે જા મેં તને લોંડીપણાથી આજાદ કરી છે. એવણના પ્રથમ ખાવિન્દનું નામ કેનાના બીન અબીલહકીક હતું.

ફાયદો—બાબીઓ ! જુવો બુરદોબારી ( ધીરજ ) એને કહે છે. તમને પણ જોઇએ કે પોતાની દાઇ નોકર ચાકરની ભૂલચૂક માફ કરતી રહો. અને વાત વાતમાં સજા કરવી હલકાઇ છે. અને જુઓ સાચાં કેવાં હતાં કે જે વાત હતી તે ખુલ્લી રીતે કહી. તેમાં બનાવટ કરી નહીં. જેમ આજકાલ કેટલીકોની ટેવ છે કે કદી પોતા ઉપર વાત આવવા દેતી નથી. ઉલટું સુલટું કરીને પોતાને દોષથી બચાવે છે. એવી રીતે વાતો બનાવવી પણ બુરૂં છે.

## ૩૭ હજરત ઝૈનબ ( રદી ) નું વર્ણન.

આ બીબી અમારા હજરત પૈગમ્બર (સલ) નાં બેટી છે. અને હજરત ( સલ ) ને એમની સાથે ઘણી મોહબ્બત હતી. એમનો નિકાહ હજરત અબુલઆસ બીન રબીઅ સાથે થયો હતો. જ્યારે એવણે ઇસ્લામ સ્વીકાર્યું અને ખાવિન્દે મુસલમાન થવાની ના પાડી તો તેનાથી જૂદાં પડી મદીના તરફ હિજરત કરી. થોડા દિવસમાં એમના ધણી પણ મુસલમાન થઇ મદીના આવી ગયા. હજરતે (સલ) ફરી તેમની સાથે તેણીનો નિકાહ કર્યો અને તેવણ પણ તેણીને ઘણા ચાહતા હતા. જ્યારે એવણ હિજરત કરી મદીનાશરીફ ચાલવા લાગ્યા ત્યારે માર્ગમાં એક બીજો બનાવ બન્યો કે બે કાફિરો મળી ગયા. અને તેમાંના એકે એવણને ધક્કો માર્યો, જેથી એવણ એક પત્થર ઉપર પડી ગયાં અને એમનો હમેલ પડી ગયો, અને એવું દુઃખ પહોંચ્યું કે મરતાં દમ સુધી સારાં થયાં નહીં. અને તેમાંજ ઇનતેકાલ થયો.

ફાયદો જુવો, કેવી હિંમત અને દીનદારીની વાત છે કે દીનને માટે પોતાનું વતન છોડયું, ખાવિન્દ છોડયો. કાફિરોના હાથે કેવી તકલીફો ઉપાડી કે એમાં જાન ગઇ પણ દીન ઉપર કાએમ રહ્યાં. બીબીઓ ! દીનને સામે સર્વ ચીજો છોડવી જોઇએ. જે દુઃખ લાગે તેને સહન કરો, જો ધણી બદ દીન હોય કદી તેની સાથ થાઓ નહીં.

## ૩૮ હજરત રોકીયા [ રદી ] નું વર્ણન.

એ પણ અમારા હજરત પૈગમ્બર (સલ) નાં દીકરી છે. એમનો પ્રથમ નિકાહ ઉતબાથી થયો હતો, જે અબુલહબનો કાફીર દીકરો છે, જેની નિન્દા સુરા તબ્બતમાં છે. જ્યારે બંને બાપ દીકરા મુસલમાન નહીં થયા અને બાપના કહેવાથી એણે આ બીબીને છોડયા ત્યારે હજરતે ( સલ ) એમનો નિકાહ હજરત ઉસમાન [ રદી ] થી કર્યો. જ્યારે અમારા હજરત બદરની લડાઈમાં ચાલ્યા ત્યારે એવણ બીમાર હતાં. અને તેવણે હજરત ઉસમાન ( રદી ) ને એમનીં ખબરગીરી માટે મદીનામાં છોડયા અને ફરમાવ્યું કે તમને પણ જેહાદવાળાઓની બરોબર સવાબ મળશે. અને જેહાદ કરનારાઓની સાથે તેમનો હિસ્સો પણ પાડયો. જે દિવસે લડાઇ ફતેહ કરીને મદીનામાં આવ્યા તેજ દિવસે એમની વફાત થઇ.

ફાયદો જુવો, એમની કેવી બુજરૂગી છે કે એમના ખીજમત કરવાનો સવાબ જેહાદ બરાબર ઠેરાવ્યો. આ બુજરૂગી એમના દીનદાર હોવાને લીધે છે. બીબીઓ ! પોતાના દીનને

પાકું કરવાનું ધ્યાન દરેક વખત રાખો કોઇ ગુનોહ થવા દેવો નહી. આથી દીનમાં કમજોરી આવે છે.

### ૩૯ હજરત ઉમ્મે કુલસુમ (રદી)નું વર્ણન.

એવણ પણ અમારા હજરત (સલ)નાં બેટી છે. એમનો પ્રથમ નિકાહ ઓતૈબાથી થયો હતો. જે તેજ કાફિર અબુલહબનો બીજો છોકરો છે, હજુ ધણીને ઘેર ગયાં નહતાં એટલામાં અમારા હજરત (સલ)ને પૈગમ્બરી મળી. તે બંને બાપ દીકરા મુસલમાન થયા નહીં. અને પોતના બાપને કહીએ લાગીને એણે એવણને છોડયાં જ્યારે એમની બેહેન હજરત રોકીયાનો ઇન્તેકાલ થયો તો એમનો નિકાહ હજરત ઉસમાન (રદી)થી થયો. અને જ્યારે હજરત રોકીયાનો ઇનતેકાલ થયો તે વેળા ભોગજોગે હજરત હફસા (રદી) પણ રંડાયાં હતાં. એમના બાપ હજરત ઓમરે એમનો નિકાહ હજરત ઉસમાન (રદી)થી કરવા ઇચ્છયો, પણ તેમની રાય થઇ નથી. એ વાતની પૈગમ્બર (સલ) ને ખબર પડી ત્યારે તેવણે ફરમાંવ્યું કે હફસાને ઉસમાન કરતાં સારો ધણી બતાવું છું અને ઉસમાનને હફસાથી સારી બીબી બતાઉં છું. ફરી તેમણે હજરત હફસા (રદી)થી નિકાહ કર્યો. અને હજરત ઉસમાન (રદી)ના હજરત ઉમ્મે કુલસુમથી કરી આપ્યો.

ફાયદો—આ કિસ્સામાં હજરતે એવણને સારાં કહ્યાં છે. આ ઇમાનની બદોલત છે. બીબીઓ! ઇમાન અને દીન દુરૂસ્ત રાખો.

### ૪૦ હજરત ફાતેમા ઝહરા (રદી)નું વર્ણન.

એવણ ઓમરમાં સઘળી બેહેનોથી નાનાં છે પણ મરતબામાં સર્વથી મોટાં છે, અને અમારા પૈગંબર (સલ)ને સઘળાથી વધુ પ્યારાં દીકરી છે. એમને પોતાની જાનનો ટુકડો ફરમાવ્યો છે, તથા સઘળા જહાનની સ્ત્રીઓની સરદાર કહ્યાં છે. અને એમ પણ ફરમાવ્યું છે કે જે વાતથી ફાતેમાને દુઃખ થાય છે તેથી મને દુઃખ થાય છે. અને જે બીમારીમાં પૈગમ્બર (સલ)ની વફાત થઇ તે બીમારીમાં હજરતે (સલ) સઘળાઓથી છુપી રીતે માત્ર એમનેજ પોતાની વફાત પાસે થવાની ખબર આપી હતી. જેથી એવણ રડવા લાગ્યાં. હજરતે ફરી એમના કાનમાં ફરમાવ્યું કે તમો દુઃખી થાઓ નહીં, એકતો તમો સઘળાંઓથી પ્રથમ મારી પાસે ચાલ્યાં આવશો, બીજું જંનતમાં સર્વ બીબીઓનાં સરદાર થશો. આ સાંભળી હસવા લાગ્યાં. હજરત (સલ)ની બીબીઓએ કેટલીક પુછ કરી કે આ શું વાત હતી? તે બતાવી નહીં પણ હજરત સલની વફાત પછી આ ભેદ બતાવ્યો. અને હજરત અલી (રદી) થી એમનો નિકાહ થયો છે. હદીસોમાં બીજી પણ મોટી મોટી બુજરૂગીઓ આવી છે*

ફાયદો—હજરત (સલ)ની આં સઘળી મોહબ્બત અને વિશેષ લાગણી એમની સાથે એટલાં માટે હતી કે એવણ સઘળાંઓ કરતાં દીનદારી સબર શુકરમાં વધુ હતાં, બીબીઓ દીન તથા સબર શુકરને સ્વીકારો, તમો પણ અલ્લાહ તથા રસુલની પ્યારી થશો. બીબીઓ! એક બીજી વાત પણ વિચારવા લાએક છે કે, તમે હજરત (સલ)ની અગિયાર બીબીઓ અને ચાર દીકરીઓનો હાલ વાંચ્યો છે, એમાં તમને આ પણ જણાયું હશે કે બીબીઓમા હજરત આએશા (રદી) વગર સઘળી બીબીઓના હજરતની સાથે બીજા નિકાહ થયા છે અને દીકરીઓમાં હજરત ઝેનબ તથા હજરત ફાતેમ વગર બીજી બેના હજત ઉસમાન (રદી) થી બીજા નિકાહ થયા છે. આ બાર બીબીઓ એવાં છે કે દુન્યામાં કોઇ સ્ત્રી ઇજત આબરૂમાં

* આ ચોપડીમાં સર્વથી પ્રથમ પેગમ્બર [સલ] નું વર્ણન છે ત્યાં પણ આ સઘળી બીબીઓ તથા છોકરીઓનાં નામો આવ્યાં છે.

* એટલે હજરત આએશા વગર બીજી દશ બીબીઓ અને બે દીકરીઓ મળી બાર બીબીઓ.

ગ્રા. મો.

એમની બરાબર નથી. બીજો નિકાહ એબનુ કામ હતે તો આ બીબીઓ, તોબાહ તોબાહ શું એબનું કામ કરતે ? અને હજરત (સલ) તે થવા દેતે ? અફસોસ છે કે કેટલાક કમ સમજ માણસ એને એબ સમજે છે વાંરૂ ! જ્યારે હજરત (સલ) ના ઘરાનાની વાતને એબ તથા બેહેયાઇ સમજી તો ઇમાન ક્યાં રહ્યું ? આ કેવા મુસલમાન છે, કે હજરત (સલ)ના તરીકાને એબ અને કાફિરોના તરીકાને ઇજ્જતની વાત સમજે છે. વિધવા સ્ત્રીને બેસાડી રાખવાનો રિવાજ ખાસ હિંદુસ્તાનના રહીશ કાફિરોનો છે. વળી બીજું સાંભળો કે તમારાથી આગલા વખતની વિધવાઓમાં અને આ વખતની વિધવાઓમાં પણ મોટો ફેર છે તે અભાગ્યા. વિધવાઓમાં અજ્ઞાનતા તો હતી પણ પોતાની આબરૂની ઘણી સંભાળ કરતી હતી. પોતાના જીવને મારતી હતી, તેઓથી કોઇ વાત ઉંચી નીચી થતી નહોતી, અને હમણા તો વિધવાઓને સુહા ગણોથી વધુ પહેરવા ઓઢવાનો અને પોતાને શણગારવાનો લોભ હોય છે એજ કારણથી ઘણી જગ્યાએ એવા નાજુક નાજુક મામલા થાય છે કે જે કહેવાને લાયક નથી. હવે તો વિધવાને બેસાડવાનો વખત કદી રહ્યો નથી, કારણકે સ્ત્રીઓમાં નતો પહેલાં જેવી શરમ હયા છે અને ન પુરૂષોમાં પહેલાઓ જેવી ગેરત, અને વિધવાઓના રંડાપા કાઢવાનો તથા દરેક રીતે તેઓના ખાણાં કપડાંની ખબર લેવાનો ખ્યાલ રહ્યો છે. હવે તો ભૂલેચુકે પણ વિધવાઓને બેસાડવી નહીં જોઇએ. અલ્લાહ તઆલા સમજ અને તોફીક આપો.

પ્રથમની ઉમ્મતોની બીબીઓ પછી અહીંઆ સુધી હજરતની અગ્યાર બીબીઓ અને ચાર દીકરીઓ મળી પંદર બીબીઓનું વર્ણન થયું. આગળ એવી બીબીઓનું વર્ણન થાય છે કે જેઓ હજરત ( સલ ) ના વખતમાં હતાં તેઓમાંથી કેટલીક બીબીઓને હજરતની સાથે ખાસ એલાકો હતો.

## ૪૧ હજરત હલીમા સઅદીયા (રદિ)નું વર્ણન*

આ બીબીએ અમારા હજરત (સલ)ને દુધ પાયું છે. અને જ્યારે હજરતે (સલ) તાએફ શહેર ઉપર જેહાદ કર્યો તે વખત આ બીબી પોતાના ખાવિન્દ અને દીકરાને લઇને હજરત (સલ)ની સેવામાં આવ્યાં હતાં. તેવણે ઘણું માન આપ્યું અને પોતાની ચાદર ( પીછોડી ) બીછાવી તે ઉપર તેમને બેસાડયાં અને તે સઘળાં મુસલમાન થયાં.

ફાયદો—જુવો, હજરત ( સલ ) સાથે એમને ઘણી વળગણ હતી છતાં આ જાણી ગયાં કે વગર ઇમાન લાવે માત્ર આ વળગણથી બખશીશ થશે નહીં, માટે આવીને દીન કબુલ કર્યું. બીબીઓ ! તમારે આ ભરોસે રહેવું નહીં, કે અમો ફલાણા પીરની ઓલાદ છીએ અથવા અમારો ફલાણો દીકરો પોત્ર આલિમ હાફેજ છે. આ લોક અમને બખશાવશે. યાદ રાખવું જોઇએ કે જો તમારી પાસે પણ દીન હશે તોજ આ લોકો પણ કંઇ અલ્લાહ સાહેબથી તમારે માટે કહી શકશે, નહીંતો આ વળગણ કંઇપણ કામ આવશે નહીં.

## ૪૨ હજરત ઉમ્મે એમન ( રદી ) નું વર્ણન.[૧]

આ બીબીએ અમારા પૈગમ્બર ( સલ ) ને પોતાના ખોળામાં રમાડયા છે અને પરવરિશ કરી છે. હજરત (સલ) કદી કદી એમને મળવા જતા હતા. એકવાર હજરત ( સલ ) એમની પાસે પધાર્યા. એવણે એક પ્યાલામાં કંઇ પીણું આપ્યું, તે વખત હજરત ( સલ ) નો જીવ ચાહતો નહોતો અથવા આપ રોજદાર હતા ખોદા જાણે, જેથી આપે ઉજર કર્યો. પણ પાળવાનું અને રાખવાનું એમનું હક હતું જેથી જીદ કરીને અડી ગયાં અને વગર ખટકે કહેવા લાગ્યાં કે પીવું પડશે.

* અસાએબૂલ કસસ ઉપરથી.

૧ મુસલિમ તથા નવવી વગેરે ઉપરથી.

અને હજરત (સલ) એમ પણ ફરમાવતા હતા કે મારી જણીતા માના પછી ઉમ્મે એમન મારી મા છે. હજરત (સલ)ની વફાત પછી હજરત અબુબકર તથા હજરત ઓમર (રદી) કદી કદી એમની જીયારતે (મુલાકાતે) જયા કરતા. અને તેવણુ એમને જોઇ હજરત (સલ) ને યાદ કરીને રડતાં. અને આ બંને સાહેબો પણ રડવા લાગતા.

ફાયદો જુવો, કેવી બુજરૂગીની વાત છે, કે હજરત (સલ) એમની પાસે જાય. આવા મોટા મોટા સહાબીઓ એમની જીયારત કરે. આ બુજરૂગી આટલા માટે હતી કે એમણે રસુલુલ્લાહ (સલ) ની ખીજમત કરી અને દીનમાં પૂરાં હતાં. બીબીઓ! હવે હજરત (સલ) ની ખીજમત આજ છે કે, દીનની ખીજમત કરો બીજાઓને નેક વાતો બતાઓ. બીઓને દીન શીખવો, પોતાની ઓલાદને નેકીની કેળવણી આપો, અને પોતે પણ દીનમાં મજબૂત રહો. ઇનશા અલ્લાહો તઆલા તમને પણ બુજરૂગીનો ભાગ મળશે. અને જીયારતથી એમ સમજવું નહીં કે આ સઘળા જીયારતવાળાઓ, આગળ વગર પરદે બેસતાં હશે. કોઇની પાસે ઇરાદો કરીને જવું અને પાસે બેસવું અગર જો દરમ્યાનમાં પરદો પણ હોય અને સારી સારી વાતો કહેવી સાંભળવી તે જીયારત છે.

## ૪૩ હજરત ઉમ્મે સોલેમ (રદી) નું વર્ણન.

આ હજરત (સલ) નાં સહાબી છે. અને અબુતલહા એક સહાબી છે તેમનાં આ બીબી છે. અને અમારા હજરત (સલ) ના ખાસ ખીજમતગાર હજરત અનસ (રદી) તેમનાં એવણુ મા છે. અને એક તરેહથી અમારા હજરત (સલ) ની ખાલા પણ છે. અને એમના એક ભાઈ સહાબી હતા. તેવણુ એક લડાઇમાં હજરત (સલ) સાથે શહીદ થયા હતા. આ સઘળી વાતોને લીધે અમારા હજરતે (સલ) એમની ઘણી ખાતર રાખતા હતા. અને કદી કદી એમને ઘેર પધારતા હતા. અને હજરતે (સલ) એમને જંનતમાં પણ જોયાં છે. અને એમનો એક અજાએબ કિસ્સો લખાયો છે કે એમનું એક બાળક હતું તે માંદુ થયું અને એક દિવસે મરી ગયું. તે રાતનો વખત હતો. હવે એમના સબરને જુઓ, એવણે વિચાર્યું કે જો ધણીને ખબર કરીશ તો સઘળી રાત બેચેન રહેશે. ખાણું પાણી બંધ કરશે. જેથી ચુપચાપ બેસી રહ્યાં. જયારે ધણી આવ્યા અને પૂછ્યું કે બાળક કેવી રીતે છે? તો કહ્યું આરામમાં છે. અને જૂઠ પણ કહ્યું નહીં. કારણકે, મુસલમાન માટે આથી વધુ આરામ કયો હશે કે પોતાને અસલ ઠીકાણે જાય. પણ તેવણુ સમજ્યા નહીં. મતલબ કે તેવણુની સામે ખાણું મુકયું તેમણે ખાધું. ફરી તેમને એમની ઇચ્છા થઇ. ખોદાની બંદીએ તેથી પણ ના પાડી નહીં. જયારે સઘળી વાતોથી નવરાસ થઈ તો ધણીને પૂછે છે કે જો કોઇ શખ્સ કોઇને માંગેલી વસ્તુ આપે, અને ફરી પોતાની વસ્તુ માંગવા લાગે તો તેને નકાર કરવ.તો કંઇ હક છે? તેમણે કહ્યું કે નહીં. ત્યારે કહ્યું કે તો બચ્ચા માટે સબર કરો. તેવણુ ઘણા ખફા થયા અને કહેવા લાગ્યા મને કેમ આ ખબર કરી નથી? તેમણે આ સઘળો બનાવ હજરત (સલ) આગળ જઇને બયાન કર્યો. હજરતે એમને માટે દોઆ કરી. ખોદાની કુદરત તેજ રાત્રે હમેલ રહ્યો અને છોકરો થયો તેનું નામ અબદુલ્લાહ રાખ્યું અને અબદુલ્લાહ આલિમ થયા. અને એમની ઓલાદમાં પણ મોટા મોટા આલિમ થયા.

ફાયદો બીબીઓ! આથી સબર શીખો અને ખાવિન્દને આરામ પુગાવવાનો પાઠ એમનાથી લો. અને માગેલી વસ્તુનો જે દ્રષ્ટાંત આપ્યો એ કેવો સારો તથા સાચો છે. જો માણુસ આટલી વાત સમજી લે તો કદી બેસબરી કરે નહીં. જુવો આ સબરની બરકત કે અલ્લાહ મીયાંએ તે બચ્ચાનો બદલો કેટલો

જલદી આપ્યો અને કેવી બરકતનો બદલો કે જેની નસલથી આલિમ ફાજિલ થયા.

## ૪૪ હજરત ઉમ્મે હરામ (રદી) નું વર્ણન*

એવણુ પણ સહાબી છે. અને હજરત ઉમ્મે સોલૈમ જેમનું વર્ણન હમણા થયું તે એમનાં બેહેન છે. એવણુ પણ અમારા હજરત (સલ) ની એક તરેહની ખાલા છે. એમને ત્યાં પણ હજરત (સલ) પધારતા હતા. એક વાર હજરતે એમના ઘરમાં ખાણું ખાધું ફરી ઊંઘ આવી સૂઈ ગયા. ફરી હસતા મુખે જાગ્યા. તેવણે એનું કારણ પુછ્યું. હજરતે ફરમાવ્યું કે મેં સ્વપ્નામાં આ વખતે પોતાની ઉમ્મતના લોકોને જોયા કે જેહાદને માટે વહાણુમાં સ્વાર થઇ જઇ રહ્યા છે. અને સામાન સરંજામમાં અમીર તથા બાદશાહ જણાય છે. તેવણે અરજ કરી કે એ રસૂલુલ્લાહ દોઆ કરો, અલ્લાહતઆલા મને એઓમાં કરે. તેમણે દોઆ કરી. ફરી તેવણુને ઊંઘ આવી. ફરી તેવીજ તરેહ હસતા મોંએ ઉઠયા અને એવીજ તરેહનો સ્વપ્નો ફરી બયાન કર્યો. આ સ્વપ્નામાં તેવીજ તરેહના બીજા માણસો દેખાયા હતા. તેવણે અરજ કરી એ રસુલુલ્લાહ દોઆ કરો અલ્લાહતઆલા મને એઓમાં કરે. હજરતે ફરમાવ્યું કે તું પ્રથમવાળાઓમા છે* તો તેમજ એવણુના ધણી જેમનું નામ ઓબાદાછે. દરયાની સફરે જેહાદમાં ગયા એવણુ પણ સાથે ગયાં. જ્યારે દરયાથી બહાર આવ્યાં તો કોઈ જાનવર ઉપર બેઠાં. તેણે મસતી કરી એવણુ પડી ગયાં અને મરણ પામ્યાં.

**ફાયદો** હજરત (સલ) ની દોઆ કબુલ થઇ, કારણકે જ્યાંસુધી પાછા ફરીને ઘેર નહીં આવે તે જેહાદનીજ સફર રહે છે. અને જેહાદની સફરમાં કોઇપણ તરેહથી મરે તેમાં શહીદનોજ સવાબ મળે છે. જુવો કેવાં દીનદાર હતાં કે સવાબ મેળવવાના શોખમાં જાનની મોહબ્બત પણ કરી નહી. પોતે દોઆ કરાવી કે મને આ દોલત મળે. બીબીઓ! તમો પણ એનો ખિયાલ રાખો અને દીનનાં કામ કરતાં જો થોડી ઘણી તકલીફ થાય તો તેથી ગભરાઓ નહીં. આખર સવાબ પણ તો તમોજ લેશો.

## ૪૫ હજરત ઉમ્મે અબ્દ (રદી)નું વર્ણન*

એક ઘણા મોટા સહાબી હજરત અબદુલ્લાહ બીન મસઊદ (રદી) છે તેવણુનાં આ બીબી મા થાય છે અને પોતે પણ સહાબી છે. એમને અમારા હજરત (સલ)ના ઘરમાં એવું ચલણ હતું કે, જોનાર એમ સમજે કે એવણુ પણ ઘરવાળાંઓમાંથીજ છે.

**ફાયદો** આટલી બધી ખાસ વલગણુ આ માત્ર દીનનીજ બદોલત હતી. બીબીઓ! જો દીનને સમારશો તો તમે પણ કિયામતમાં હજરત (સલ)ની નજદીકીથી ભાગ્યશાળી થશો.

## ૪૬ હજરત અબુજર ગેફારી (રદી) ની માનું વર્ણન.

આ અબુજર એક સહાબી છે. જ્યારે હજરત (સલ) ની પૈગમ્બરીની ખબર પ્રગટ થઇ અને કાફિરોએ જાણ્યા તો આ બુજરગ પોતાના વતનથી મક્કામાં આ વાતની તપાસ કરવા આવ્યા હતા. અહીંનો હાલ દેખી ભાળીને મુસલમાન થયા. જ્યારે એવણુ પાછા

---

* મુસલિમ તથા તેની શરહ ઉપરથી.

* આ હદીસ બોખારી તથા મુસલિમની છે. અને મશારેકમાં ના. ૧૨૦૯–૧૦ ની હદીસ છે. એમાં પહેલું લશ્કર વહાણમા સ્વાર થઇ જેહાદ કરનારના સરદાર હજરત મોઆવિયહ (રદી) હતા. અને બીજું લશ્કર જે કેસરના શેહેર ઉપર ચઢાઇ લઇ ગયેલું તેનો સરદાર યઝીદ હતો રસૂલુલ્લાહે [સલ] આગલા લશ્કરવાળાઓ સાટે જંનતની બશારત આપી છે. તેમ બીજા લશ્કર માટે મગફેરત અને બખશીશની બશારત આપી છે. માટે હવે યઝીદ વિષે વધુ ખુલાસો ગુજરાતી મશારેક ભાગ બીજો પૃષ્ટ ૧૨૯–૩૦ ની નોટમાં છે. ગુ. મો.

* અત્રેથી તે અસમા બીનતે ઓમૈસના વર્ણન સૂધી મુસલિમ ઉપરથી.

ફરી પોતાને ઘેર ગયા ત્યારે એમની મા સઘળો કિસ્સો સાંભળી કહેવા લાગ્યાં મને પણ તમારા દીનથી કશો ઈનકાર નથી. હું પણ મુસલમાન થાઉં છું.

**ફાયદો**—જુવો તબીયતની સફાઇ આ છે કે, જ્યારે સાચી વાત જણાઇ ગઇ તો તેના માનવામાં બાપ દાદાનો ખિયાલ કર્યો નહીં. બીબીઓ તમને પણ જ્યારે શરીઅતની વાત જણાય તો તેના મુકાબલામાં ખાનદાની રીત-રીવાજનું નામ નહિ લો. હસી ખુશીથી દીનની વાત માની લો અને તેનો વર્તાવ રાખો.

### ૪૭ હજરત અબુ હોરેરા ( રદી) ની માનું વર્ણન.

આ એક સહાબી છે. એવણ પોતાની માને દીન કબૂલ કરવા માટે સમજાવ્યા કરતા હતા. એકવાર એમની માએ દીન ઇમાનને કોઇ એવી વાત કહી કે, જેથી એમને ઘણું માઠું લાગ્યું. એવણ રડતા રડતા હજરત (સલ) ની સેવામાં આવ્યા અને અરજ કરી કે હજરત ! મારી માને માટે દોઆ કરો, ખોદા એમને હિદાયત કરે. હજરતે (સલ ) દોઆ કરી—ઓ અલ્લાહ ! અબુ હોરેરા ( રદી ) ની માને હિદાયત કર. એવણ ખુશી ખુશી ઘેર આવ્યા. જુએ છે કે દરવાજો બંધ છે અને નહાવાની જેમ પાણી પડવાનો અવાજ આવે છે, એમના અવાજનો ખડખડાટ સાંભળી માએ મોટા અવાજથી કહ્યું કે ત્યાંજ થોભો. નહાઇ ધોઇને બારણું ખોલ્યાં અને કહ્યું **અશહદો અલ લાએલાહ ઈલ્લિલ્લાહો વ અશહદો અન્ન મોહમ્મદર્રસુલુલ્લાહ.** એમનો હરખમાં એવો હાલ થયો કે બેઅખત્યાર રડવું શરૂ કર્યું. અને એવી હાલતમાં જઈને સઘળો કિસ્સો હજરત (સલ) ને બયાન કર્યો. હજરતે (સલ) અલ્લાહનો શુકર કર્યો. તેમણે કહ્યું કે ઓ રસૂલુલ્લાહ અલ્લાહ મીયાંથી દોઆ કરો કે મુસલમાનોની અમો મા દીકરાને મોહબ્બત થાય, અને મુસલમાનો અમો બંનેથી મોહબ્બત રાખે. તેવણે દોઆ કરી.

**ફાયદો**—જુવો નેક ઓલાદથી કેટલો લાભ છે. બીબીઓ ! પોતાનાં બચ્ચાંઓને પણ દીનનો ઇલમ શીખવો. તેઓથી તમારૂં દીન પણ સણગારો.

### ૪૮ હજરત અસમા બીનતે ઓમેસ ( રદી) નું વર્ણન.

આ બીબી સહાબી છે જ્યારે કાફિરોએ મક્કામાં મુસલમાનોને ઘણું દુઃખ આપ્યું તે વેળા ઘણા મુસલમાનો હબશ દેશમાં ગયા હતા. તેમાં એવણ પણ હતાં. ફરી જ્યારે હજરત ( સલ ) મદીનામાં પધાર્યા તો તે સઘળા મુસલમાન મદીનામાં આવ્યા હતા. તેઓમાં એવણ પણ આવ્યાં હતાં. હજરતે ( સલ ) એમને ખુશ ખબરી આપી હતી કે તમે બે હિજરતો કરી છે, તમને ઘણો સવાબ થશે.

**ફાયદો**—જુવો, દીનને માટે કેવી રીતે ઘરથી બેઘર થયાં ત્યારે તો સવાબ લુંટયો. બીબીઓ ! જો દીનને માટે કંઇ મહેનત ઉપાડવી પડે તો તેથી ગભરાવું નહીં.

### ૪૯ હજરત હોઝેફા (રદી) ની માનું વર્ણન. *

હજરત હોઝેફા (રદી) સહાબી છે એવણ ફરમાવે છે કે, મારી માએ એકવાર મને પુછ્યું કે તમો હજરત (સલ) ની ખીજમતમાં કેટલા દિવસ ઉપર ગયા હતા ? મેં બતાવ્યું કે આટલા દિવસ થયા. ત્યારે મને બુરૂં ભલું કહ્યું. મેં કહ્યું હમણાં હું જઇશ અને મગરેબની નમાઝ તેવણનીજ સાથે પઢીશ અને તેવણને અરજ કરીશ, મારે માટે તથા તમારે માટે બખશીશની દોઆ કરે. ફરી હું ગયો અને મગરેબ પઢી ઇશા પઢી. જ્યારે ઇશા પઢી તેવણ ચાલ્યા હું એ સાથ થયો. મારો અવાજ સાંભળી ફરમાવ્યું હોઝેફા છે ? મેં કહ્યું હા. ફરમાવ્યું શું કામ છે ? અલ્લાહ તમારી તથા તમારી માની બખશીશ કરે.

* તિરમિઝી શરીફ ઉપરથી.

ફાયદો—જુવો, કેવાં સારાં બીબી હતાં કે, પોતાની ઓલાદ માટે પણ ખિયાલ રાખતાં હતાં, કે હજરત ( સલ ) ની સેવામાં ગયા હતા કે નહીં. બીબીઓ ! તમો પણ પોતાની ઓલાદને તાકીદ કરતી રહો કે બુજરગોની પાસે જઇને બેસ્યા કરે. તેમનાથી દીનની વાત શીખ્યા કરે. સારી સંગતની બરકત મેળવ્યા કરે.

### ૫૦ હજરત ફાતેમા બીનતે ખત્તાબ (રદી) નું વર્ણન.*

આ હજરત ઓમર ( રદી ) ની બહેન છે. તેવણ પ્રથમથી મુસલમાન થયાં છે. એમના ખાવિન્દ સઇદ બીન ઝૈદ પણ મુસલમાન થયા હતા. હજરત ઓમર ( રદી ) તે વખત સુધી મુસલમાન થયા નહોતા. આ બંને હજરત ઓમર ( રદી ) ના ડરથી પોતાનું ઇસ્લામ છુપું રાખતાં હતાં. એક વેળા એમના કુરઆન પઢવાનો અવાજ હજરત ઓમરે (રદી) સાંભળ્યો અને એ બંને સાથે ઘણી સખતી કરી. પણ બનેવી તો પુરૂષ હતો એમની બહેનની હિમ્મત જુવો, કે ખુલ્લી રીતે કહ્યું કે અમો બેશક મુસલમાન છીએ જોઇએ મારો જોઇએ છોડો. અને કુરઆન પઢવા લાગ્યાં. હજરત ઓમરે ( રદી ) કહ્યું મને પણ કુરઆન દેખાડો. બસ કુરઆનનું જોવું તથા તેને સાંભળવુ હતું કે તરત ઇમાનનું નૂર તેમના દિલમાં પ્રવેશ થયું. અને હજરત ( સલ ) ની ખીજમતમાં હાજર થઈ મુસલમાન થયા.

ફાયદો—બીબીઓ ! તમને પણ દીન અને શરીઅતની વાતોમાં એવાજ મજબુત થવું જોઇએ, એમ નહીં કે થોડા રૂપયાને લીધે શરીઅત વિરૂદ્ધ કર્યું. સગાંઓ તથા નાત જાત વાળાઓના ખિયાલથી શરીઅત વિરૂદ્ધની રસમો કરવા લાગો નહિ. કોઈ વાત પણ શરીઅત વિરૂદ્ધ હોય તેની પાસે જાઓ નહીં.

### ૫૧ એક અનસારી સ્ત્રીનું વર્ણન. *

ઇબ્નિ ઇસહાકથી રિવાયત છે કે હજરત ( સલ ) ની સાથે ઓહોદની લડાઇમાં એક અનસારી બીબીના ઘણી બાપ ભાઈ સઘળા શહીદ થયા. જ્યારે તેણીએ સાંભળ્યું તો પ્રથમ આજ પૂછ્યું કે હજરત (સલ) ની શી હાલત છે ! લોકોએ કહ્યું ખરયતથી છે. તો કહેવા લાગી જ્યારે તેવણ સલામત છે તો ફરી કોઇનો ગમ નથી.

ફાયદો—સુબહાનલ્લાહ હજરત ( સલ ) ની સાથે કેવી મોહબ્બત હતી ? બીબીઓ ! જો તમને હજરત (સલ) સાથે મોહબ્બત કરવી હોય તો તેમની શરીઅતની પૂરેપૂરી તાબેદારી કરો. આથી પ્રીતી મેળવશો. અને મોહબ્બતને લીધે જંનતમાં હજરત ( સલ ) ની પાસે દરજો મળશે.

### ૫૨ હજરત ઉમ્મે ફજલ લોબાબા બીનતે હારેસ (રદી)નું વર્ણન.[1]

આ અમારા હજરત પૈગમ્બર (સલ) ની કાકી છે અને હજરત અબ્બાસ ( રદી ) ની બીબી છે. અને અબદુલ્લાહ બીન અબ્બાસ ( રદી ) ની મા છે. કુરઆનમાં કહેવાયું છે કે જે મુસલમાન કાફિરોના દેશમાં રહેવાથી અલ્લાહની બંદગી નહીં કરી શકે તેને જોઇએ કે તે દેશ છોડીને કોઈ બીજી જગ્યાએ રહે. જો એમ નહીં કરશે તો તેને ઘણો ગુનાહ થશે. પણ જે બચ્ચાં અને સ્ત્રીઓ કે જેઓને બીજી જગ્યાનો માર્ગ જાણમાં નહીં હોય અને એકલી હિમ્મત દિલેરી કરી શકતાં નહીં હોય તેઓ માફીમાં છે. તો હજરત ઇબ્નિ અબ્બાસ ( રદી ) ફરમાવે છે કે આ નાહિમ્મતોમાં હું તથા મારી મા હતાં તેવણ સ્ત્રી હતાં અને હું બાળક હતો.

ફાયદો—જુવો આ એમની નૈયતની ખુબી હતી કે કાફિરોમાં રહેવાને દિલથી પસંદ નહતું. પણ લાચાર હતા. એજ માટે અલ્લાહ સાહેબની એમના ઉપર રહમત થઇ અને

* ઇસતીઆબ વગેરે ઉપરથી.

* સીયરની કિતાબો ઉપરથી.

[1] અતરેથી સઘળી સહાબી સ્ત્રીઓનું વર્ણન સહાહ ઉપરથી.

ગુનાહથી બચાવ્યાં. બીબીઓ! તમે પણ દિલથી હમેશા દીનને માફક અમલ કરવાની પાકી નૈયત રાખ્યા કરો. ફરી તમારી લાચારી પણ માફ થવાની આશા છે. અને જો દિલથીજ દીનની વાતનો ઇરાદો નહી કર્યો તો ફરી ગુનાહોથી બચી શકતી નથી.

## ૫૩ હજરત ઉમ્મે સલીત [ રદી ] નું વર્ણન.

એકવાર હજરત ઓમર (રદી) મદીનાની બીબીઓને કેટલીક ચાદરો વેહેંચી રહ્યા હતા. એક ચાદર રહી ગઇ તેને માટે તેમણે લોકોથી સલાહ લીધી કે આ કોને આપું ? લોકોએ કહ્યું કે હજરત અલી ( રદી ) ની બેટી ઉમ્મે કુલસૂમને. જે આપનાં ધણિઆણી છે તેમને આપો. તેમણે કહ્યું કે નહી, પણ આ ઉમ્મે સલીતનો હકક છે. આ બીબી અનસારીયોમાંથી છે. અને હજરત (સલ) થી બેઅત કરી છે. હજરત ઓમરે (રદી) ફરમાવ્યુ કે ઓહદની લડાઈમાં એમનો એવો હાલ હતો કે, મુસલમાનોના ખાવાપીવા માટે પાણીની મશકો ઉઠાવતાં હતાં. એવીજ રીતે એક બીબી હતાં ખૌલહ તેવણ રણમાં તલવાર લઇને લડતાં હતાં.

ફ:યદો--જુવો, ખોદાના કામમાં કેવી હિમ્મત કરી હતી ? ત્યારે તો હજરત ઓમરે (રદી) આટલી કદર કરી. હવે તો એટલી હિમ્મત ઓછી થઇ છે કે નમાઝ પણ પાંચ વખતની ઠીક ઠીક પઢાતી નથી.

## ૫૪ હજરત હાલા બીનતે ખોવેલેદ [રદી] નું વર્ણન.

આ અમારા હજરત પૈગમ્બર (સલ) નાં સાળી તથા હજરત ખદીજા (રદી) નાં બેહેન છે. એકવાર હજરત (સલ) ની ખીજમતમાં હાજર થયાં. અને દરવાજાની બહાર ઉભા રહીને આવવાનો હુકમ માંગ્યો. જો કે એમનો અવાજ એમની બેહેનના સરખો હતો માટે હજરત (સલ) ને હજરત ખદીજા (રદી) નો ખિયાલ લાવી ચોંકી ગયા. અને ફરમાવ્યું એ અલ્લાહ આતો હાલા છે.

ફાયદો--આ દોઆથી જણાયું કે હજરત (સલ)ને એમની સાથે મોહબ્બત , હતી. એવણ સાળી હોવાથી સગાઇએ છે પણ તેવણની મોહબ્બતનું કારણ માત્ર દીનદારી છે. બીબીઓ! દીનદાર બનો. તમને પણ અલ્લાહ તથા રસૂલ ચાહવા લાગશે.

## ૫૫ હજરત હિન્દ બિનતે ઉતબાહ [રદી] નું વર્ણન.

હજરત મોઆવિયહ (રદી) જે અમારા હજરત (સલ)ના સાળા છે. આ એમની મા છે. એમણે અમારા હજરત (સલ) ને એક અરજ કરી કે મુસલમાન થવા પહેલાં મારો આ હાલ હતો કે તમારાથી વધુ ધિકકાર કોઇ નો ચાહથી નહતી. અને હવે આ હાલ છે કે આપથી વધુ કોઇની ઇજ્જત ચાહતી નથી. હજરતે (સલ) ફરમાવ્યું કે મારો પણ એવોજ હાલ છે.

ફાયદો--આથી એક તો એમનું સાચાં થવું જણાયું. બીજું આ જણાયું કે હજરત (સલ)ની સાથે એમને મોહબ્બત હતી અને હજરતને એમની સાથે મોહબ્બત હતી. બીબીઓ તમો પણ સાચું બોલ્યા કરો. અને હજરત (સલ) ની મોહબ્બત રાખો અને એવા કામ કરો કે હજરતને તમારાથી મોહબ્બત થાય.

## ૫૬ હજરત ઉમ્મે ખલિદ [રદી]નું વર્ણન.

જ્યારે લોકો હબશમાં હિજરત કરીને ગયા હતા, તેઓમાં એવણ પણ હતાં. તે વખતમાં નાના હતાં ત્યાંથી પાછા ફરી જ્યારે મદીનામાં આવ્યાં તો એમના બાપ હજરત (સલ) ની સેવામાં હાજર થયા. અને એવણ પણ સાથે હતાં એક પીળો કુરતો પહેરેલો હતો. હજરત (સલ)ની પાસે એક નાની ચાદર શુરી

વાળી હતી તે હજરતે (સલ) એમને ઓઢાવી. અને ફરમાવ્યું ઘણી સારી છે ઘણી સારી છે ફરી આ દોઆ કરી, ઘસાઇ ઘસાઇને પુરાની થાય. આ દોઆની આ મતલબ થાય છે કે તમારી ઓમર મોટી થાઓ. લોકોનું કહેવું છે કે જેટલી એમની ઓમર થઇ તેટલી અમે કોઇ સ્રીની સાંભળી નહીં. લોકોમાં કહેવાતું હતું કે ફલાણી બીબીની આટલી ઘણી ઉમર છે, એવણુ નાનાં તો હતાંજ તે વેળા હજરત [સલ] ની મોહરે નોબુવ્તથી રમવા લાગ્યાં. બાપે ધમકાવ્યાં તો હજરતે (સલ) ફરમાવ્યું રહેવાદો કંઈ ફીકર નથી.

ફાયદો—એવણુ ઘણાં સારી કિસમતનાં હતાં બીબીઓ ! દીનની ચાદર તેજ નબીની ચાદર છે કુરઆન શરીફમાં પરહેઝગારીને પોશાક કહ્યો છે. જો આ દોલતને લેવા ચાહતી હો તો પરહેઝગારી સ્વીકારો.

## ૫૭ હજરત સફીયા [રદી]નું વર્ણન.

આ અમારા પૈગમ્બર (સલ)નાં ફોઇ છે. જ્યારે હજરત [સલ]ના ચીચા હજરત હમઝા (રદી) ઓહોદની લડાઈમાં શહીદ થયા તો હજરતે ફરમાવ્યું મને સફીયાના દુઃખનો ખિયાલ છે. નહીં તો હું દફન કરતે નહીં. દરિન્દા (ફાડીખાનાર જાનવર) ખાતે અને કિયામતમાં દરિન્દાઓના પેટમાંથી એવણુ ઉઠતે.

ફાયદો—આથી જણાયું કે હજરત (સલ) ને એમનો ઘણો ખ્યાલ હતો. જેથી પોતાની ઇચ્છાને એમની ખાતર છોડી. બીબીઓ! આ ખિયાલ તેમની દીનદારીને લીધે હતો. તમો પણ દીનદાર બનો, કે જેથી તમો પણ એ લાયક થાઓ. કે ખોદાના પેગમ્બર (સલ) તમારાથી પણ રાજી રહે.

## ૫૮ હજરત અબ્દુલ હૈસમ [રદી] ની બીબીનું વર્ણન.

આ એક સહાબી છે. અમારા હજરત (સલ)ની એમના પર એવી મેહેરબાની હતી કે એકવાર તેવણુને ફાકો ( ઘણીજ ભૂખલા- ગેલી) હતો. જ્યારે ભૂખની ઘણી સખતાઈ થઇ તો તેવણુ એમને ઘેર બે ધડક (બે તકલ્લોફ) પધાર્યા. એવણુ ગરમાં નહોતા મીઠું પાણી લેવા ગયા હતા આ બીબીએ એમની ઘણી ખાતર કરી એટલામાં એવણુ પણ આવી પડયા. તેવણુ તેણીથી વધુ ખુશી થયા, અને દાવતની તૈયારી કરી.

ફાયદો—જો આ બીબીના ચોખ્ખા મામલા ઉપર તેવણુને ભરોસો નહોત તો જ્યારે તેણીનો ખાવિન્દ ઘરમાં નહોતો તો તેવણુ પાછા ફરતે. જણાય છે કે તેવણુ જાણતા હતા કે આ પણ ઘણી ખુશી છે, કોઇનું પૈગમ્બરથી ખુશ થવું અને પૈગમ્બરનું કોઇને સારૂં સમજવું આ કંઈ ઓછી બુજરૂગી નથી. બીબીઓ ! હજરત (સલ) તે વખત મેમાન હતા.તમો પણ મેમાનોના આવવાથી ખુશી થયા કરો. દિલમાં તંગી કરો નહીં.

## ૫૯ હજરત અસમા બીનતે અબી બકર (રદી)નું વર્ણન.

આ અમારા પૈગમ્બર (સલ)નાં સાળી અને હજરત આએશા (રદી)નાં બેહેન છે. જ્યારે હજરત (સલ) હિજરત કરી મદીના શરીફ ચાલવા લાગ્યા ત્યારે જે ઝોળામાં નાશતો હતો તેને બાંધવા માટે કોઈ ચીજ નહીં મળી. ત્યારે એમણે તરત પોતાનો કમર બંધ વચ્ચેથી ચીરી નાખ્યો. એક ટુકડાનો કમરબંધ રાખ્યો અને બીજા ટુકડાથી નાશતો બાંધ્યો.

ફાયદો—આવી મોહબ્બત ઘણી દીનદારી વાળાને હોય છે, કે પોતાની આવી કામની વસ્તુને આપના સુખને માટે નુકસાનવાળી કરી. બીબીઓ ! દીનની મોહબ્બત એવીજ હોવી જોઇએ કે તેના સણગારવામાં જો દુન્યા બગડે તો કશી પરવા કરવી નહીં.

## ૬૦ હજરત ઉમ્મે રૂમાન (રદી)નું વર્ણન.

આ અમારા હજરત (સલ)ની સાસુ તથા હજરત આએશા (રદી) ની મા છે. હજરત આએશા (રદી) ઉપર એક મોનાફેકે તોબત તોબત તોહમત મુકયું હતું. જેમાં કેટલા ભોળા

તથા સીધા મુસલમાનો પણ ભેગા થયા હતા. અને હજરત (સલ) પણ તેઓથી કેટલુંક ચુપચાપ થયા હતા. ફરી અલ્લાહતઆલાએ હજરત આએશા (રદી) ની સફાઈ કુરઆનમાં ઊતારી અને હજરતે (સલ) એ આયતો પઢીને ઘરમાં સંભળાવી. તે વેળા હજરત ઉમ્મે રૂમાને હજરત આએશા (રદી) ને કહ્યું, ઉઠો અને હજરત (સલ) નો ઉપકાર માનો અને એથી આગળ પણ એજ હાલત હતી. અને જુવો તો એમને પોતાની દીકરીનો ભારે દાગ હતો, પણ શું બનવા જોગ છે કે, જરાએ વાત એવી કહી હોય જેમાં હજરત (સલ)ની રાવ નીકળતી હોય !

ફાયદો—બીબીઓથી આવી બરદાશ અને સહન કરવું ઘણી તાજુબની વાત છે. નહીં-તો એવા વખતમાં તો મોંથી કંઇને કંઇ નીકળી પડે છે. દાખલા તરીકે આટલુંજ કહેતે કે, અફસોસ ! મારી દીકરીથી વગર કારણે આટલા દીવસ ખેંચાયા. વિશેષ કરી જ્યારે પવિત્રતાઈ પ્રગટ થઇ તે વેળા તો અવશ્ય કંઈ ને કંઈ ગુસ્સો અને રંજ થતે. કે આવી પાક બાઈ ઉપર સન્દેહ હતો. પણ તેઓએ ઉલટું પોતાની દીકરીને દબાવી. અને હરત (સલ) ની તરફદારી કરી. બીબીઓ ! તમારે પણ એવા રંજ અને તકરારને વખતે દીકરીને વધારવી નહીં તેણીની તરફેણ કરી સાસરીયાઓથી લડો નહીં. આ કિસ્સામાં એક બીજી બીબીનું વર્ણન આવ્યું છે. જેનો દીકરો ભોળપણમાં તોહમત મુકનારાઓની સાથે ભેગો થયો હતો. તે બીબીએ એક મોકા ઉપર પોતાના દીકરાનેજ ઠપકો આપ્યો અને હજરત આએશા (રદી)ની તરફદાર રહી. આ બીબી ઉમ્મે મિસતહ કહેવાય છે. જુવો સત્યને તાબે થવું આનું નામ છે. કે દીકરાની વાતની તરફેણ કરી નહીં. પણ સાચી વાતની તરફેણમાં રહી અને દીકરાને બુરૂં કહ્યું.

**૬૧ હજરત ઉમ્મે અતીયા (રદી)નું વર્ણન.**

આ બીબી સહાબી છે. અને હજરત (સલ)ની સાથે છ લડાઇયોમાં ગયાં હતાં. અને ત્યાં બીમારો જખમીઓનો ઇલાજ તથા મલમ પટ્ટી કરતાં હતાં. અને હજરત (સલ)થી એટલી મોહોબ્બત હતી કે જ્યારે કદી એવણનું મુબારક નામ લેતાં તો સાથે આવી રીતે પણ જરૂર કહેતાં કે મારો બાપ આપ ઉપર કુરબાન થાઓ.

ફાયદો—બીબીઓ! દીનના કામોમાં હિમ્મત તથા હજરત રસુલલ્લાહ (સલ) સાથે એવીજ મોહબ્બત રાખો.

**૬૨ હજરત બરીરા (રદી)નું વર્ણન.**

એવણ એક શખસનાં લોંડી હતાં. ફરી એમને હજરત આએશાએ (રદી) ખરીદી આજાદ કર્યાં. એ એવણનેજ ઘેર રહેતાં હતાં અને હજરત આએશા (રદી)ની તથા અમારા હજરત (સલ) ની ખીજમત કરતાં હતાં, એક વાર એમને માટે કંઇથી માંસ આવ્યું હતું. અમારા હજરતે (સલ) પોતે માગીને ખાધું હતું.

ફાયદો હજરત ( સલ ) ની ખીજમત કરવી કેવી મોટી ખુશ કિસમતી છે ! અને એમની મોહબ્બત ઉપર હજરત ( સલ ) ને પૂરો ભરોસો હતો, ત્યારે તો તેમની ચીજ ખાધી. તેવણ સમજ્યા કે આ ખુશ થશે. બીબીઓ ! હજરત ( સલ ) ની ખીજમત આજ છે કે દીનની ખીજમત કરો. અને હજરત (સલ) ની સાથે આજ મોહબ્બત છે.

**૬૩, ૬૪, ૬૫, ફાતેમા બીનતે અબી હોબૈશ, હમના બીનતે અબી જહશ અને હજરત અબદુલ્લાહ બીન મસઉદની બીબી ઝૈનબ [ રદી ] નું વર્ણન.**

આ ત્રણે બીબીઓનું હજરત ( સલ )ને મસલો પુછવા આવવાનું વર્ણન હદીસોમાં છે. એજ માટે અમે ત્રણેનું નામ સાથે લખ્યું છે. આ સઘળાંનો હાલ એકસરખો છે. પહેલી બીબીએ ઇસ્તિહાજાનો મસલો પુછ્યો. બીજી બીબી અમારા હજરતની સાળી તથા હજરત

એનબની બેહેન છે. તેમણે પણ ઇસ્તિહાજાનો મસલો પુછ્યો હતો. ત્રીજી બીબીએ સદકો આપવાનો મસલો પૂછ્યો હતો. અબદુલ્લાહ બીન મસઊદ એક મોટા સહાબી છે. આ તેમની બીબી છે.

ફાયદો બીબીઓ ! દીનનો શોખ એવો હોય છે. તમને પણ જે મસલો જાણુમાં નહીં હોય તેને પરહેઝગાર મૌલવીથી જરૂર પુછી લો. જો કોઈ શરમની વાત હોય તો તે આલેમોની બીબીને કહો તે પુછી લેશે.

હજરત (સલ)ની બીબીઓ દીકરીઓ પછી અહિંઆં સુધી તે પચ્ચીસ સ્ત્રીઓનું વર્ણન થયું છે, જે હજરત (સલ)ના વખતમાં હતાં બીજી પણ એવી ઘણી બીબીઓની હાલત કિતાબોમાં લખાઈ છે. પણ અમે આટલાજ કિસ્સા લખ્યા છે, કે કિતાબ મોટી થાય નહીં. હવે તે બીબીઓનું વર્ણન થાય છે જે હજરત (સલ) પછી થયાં છે.

## ૬૬ ઇમામ હાફેજ ઇબને અસાકેરની ઉસ્તાદ બીબીઓ*

આ ઇમામ હદીસ શરીફના મોટા આલિમ છે. જે ઉસ્તાદોથી એવણે આ ઇલિમ હાસેલ કર્યો તેઓમાં એંસીથી વધુ સ્ત્રીઓ છે.

ફાયદો આ એક વખત છે, કે સ્ત્રીઓ દીનનો ઇલિમ સમ્પાદન કરી શાગીરદીને દરજે પણ પહોંચતી નથી.

## ૬૭, ૬૮ હફીદ બીન ઝહરા-તબીબની બેહેન તથા ભાણેજી.

આ એક મશહુર હકીમ છે. એમની બેન તથા ભાણેજી હિકમત (વૈદું) સારી રીતે જાણનાં હતાં અને ખલીફા મનસૂર એક બાદશાહ હતો તેના મહેલોનો ઇલાજ એઓનેજ સોંપાયો હતો.

* અતરેથી કાજી ઝાદાની બેહેનનાં વર્ણન સુધી રિસાલા ઓલમાએ સલફ ઉપરથી.

ફાયદો—આ વિદ્યા તો સ્ત્રીઓમાંથી તદ્દન જતી રહી. આ વિદ્યામાં પણ જો સારી નિષ્ટા હોય, લોભ તથા દગો નહીં કરે, કોઇ હરામ દવા નહીં ખવડાવે, અને દીનના કામોમાં ગફલત નહીં કરે તો ઘણો સવાબ છે. તથા લોકોનો ફાયદો છે. હમણા જાહેલ દાઇયો સ્ત્રીઓનો સત્યાનાશ કરે છે જો વિદ્યા હોત તો આ નખોદ કેમ વાળતે ! જે સ્ત્રીઓના બાપ ભાઈ કે ધણી હકીમ છે, તેઓ જો હિમ્મત કરે તો તેઓને આ ઇલિમનું સમ્પાદન કરવું ઘણું સહેલું છે.

## ૬૯ ઇમામ યઝીદ બીન હારૂનની લોંડીનું વર્ણન.

એવણ હદીસના મોટા ઇમામ છે. આખરી વયે એમની નજર નબળી પડી ગઈ હતી. જેથી કિતાબ જોઈ શકતા નહોતા. તેમની આ લોંડી તેમની મદદ કરતી. પોતે કિતાબો જોઈ હદીસો યાદ કરી એમને બતલાવ્યા કરતી હતી.

ફાયદો—સુબહાનલ્લાહ તે વખતમાં લોંડીયો બાંદીયો આલિમ થતી હતી અને હમણા બીબીઓ પણ ઘણું કરીને જાહેલ છે. ખોદાને માટે આ કલંક મટાડવો જોઇએ.

## ૭૦ ઇબને સમાક કુફીની લોંડી.

આ બુજરૂગ પોતાના વખતના મોટા આલિમ છે. એમણે એકવાર પોતાની લોંડીને પૂછ્યું કે મારી તકરીર (વિવેચન) કેવી છે ? તેણીએ કહ્યું કે તકરીર તો સારી છે પણ આટલો દોષ છે કે એક વાતને ઘણીવાર કહો છો. તેમણે કહ્યું કે એક વાતને ઘણીવાર એટલા માટે કહું છું કે, ઓછી સમજના લોકો પણ સમજી જાય. તે કહેવા લાગી કે ઓછી સમજવાળા જ્યાં સુધીમાં સમજશે તેટલામાં સમજદારો ગભરાઈ જશે.

ફાયદો—કોઇ આલિમની તકરીરમાં આવી ઉંડી વાત સમજવી આલિમથીજ બની શકે છે. આથી જણાય છે કે, તે લોંડી પણ આ-

લિમ હતી. બીબીઓ ! લોંડીઓથી તો ઘટેલી નહીં રહો. ઘણી કોશીશ કરીને ઇલ્મ હાસેલ કરો. ઘરમાં કોઇ પુરૂષ આલિમ હોયતો હિમ્મત કરીને અરબી પણ પઢો. ઇલ્મની પૂરી મજા એમાંજ છે. છોકરાઓ કરતાં તમને ઘણુ સહેલ છે. કારણકે કમાવું પેદા કરવું તમારે નથી. નચિન્ત થઈ એમાંજ લાગેલી રહો. અને સીવવું પોરવવું આતો સપતાઓમાં શીખી શકાછો. સઘળી ઉમર શા માટે બરબાદ કરોછો ?

## ૭૧ ઇબ્ને જોઝી ( રહ ) ની ફોઈનું વર્ણન.

આ બુજરૂગ મોટા આલિમ હતા. એમની ફોઇ એમને નાનપણમાં આલિમોની ભણવા ભણાવવાની જગ્યામાં લઈ જાયા કરતી. નાનપણથીજ જે ઇલ્મની વાત કાનમાં પડતી રહેતી. જેથી દસ વર્ષની ઉમરમાંજ એવા થયા કે આલિમોની તરેહ વઅજ કહેવા લાગ્યા.

ફાયદો—જુવો, પોતાની ઓલાદને ઇલ્મ શીખવવા કેવો ખીયાલ હતો ! તે ઘણી બુઢી હશે તેથી તે પોતે લઈ ગઈ. તમો આટલુંતો કરી શકોછો કે જ્યાંસુધી દીનનો ઇલ્મ નહીં પઢી લે ત્યાંસુધી અંગ્રેજીમાં ફસાઓ નહીં. બુરી સોહબત (સંગત) થી રોકો. એ પર ચેતવણી આપો. ધમકી આપો. મકતબમાં મદરસામાં જવાની તાકીદ કરો. હમણા તો આ હાલ છે કે પ્રથમ તો ભણવાનો શોખ નથી, અને જો છે, તો અંગ્રેજીનો કે મારો દીકરો મામલતદાર થશે, ડીપોટી બનશે. ફરી તે કિયામતમાં દોજખમાં જાય અને માબાપને પણ સાથે લઇ જાય તેની કશી પરવા નથી. યાદ રાખશો કે દીનનો ઇલ્મ સર્વથી શ્રેષ્ટ છે. એ નહી, તો કંઇએ નહીં.

## ૭૨ ઇમામ રબીઅતુર રાય [ રહ ]ની મા.

એવણ પણ મોટા વિદ્વાન થયા છે. ઇમામ માલિક તથા હસન બસરી ( રહ ) જેઓ સુર્યથી વધુ પ્રખ્યાત છે તે બંને આજ બુજરૂગના શાગીર્દ છે. એમના બાપનું નામ ફરૌખ હતું. બની ઓમૈયાના રાજ્યના વખતમાં તેવણ ફોજમાં નોકર હતા. બાદશાહી હુકમથી તેવણ ઘણી લડાઇઓમાં મોકલાયા હતા. તે વેળા એવણ પોતાની માના પેટમાં હતા. એમના બાપને એ સફરમાં સત્તાવીસ વર્ષ લાગ્યાં હતાં. એ વખતમાં એવણ જન્મ્યા અને આવા મોટા આલિમ પણ થયા. એમના બાપે ચાલતી વેળા પોતાની બીબીને ત્રીસ હજાર અશરફી આપી હતી. તે હિમ્મતવાન બાઇએ સઘળી અશરફીઓ એમના ભણાવવા ઉપર ખરચી. જ્યારે એમના બાપ સત્તાવીસ વર્ષ પછી પાછા ફર્યા તો બીબીને અશરફીઓની પૂછ કરી. તેમણે કહ્યું કે સઘળી સંભાળી રાખી છે. એ અરસા (વખત) માં હજરત રબીઅહ (રહ) મસજીદમાં જઇ હદીસો સંભળાવવામાં લાગેલા હતા. ફરૌખે જ્યારે આ મામલો પોતાની આંખે નીહાળ્યો કે મારો દીકરો એક જહાનનો પેશવા ( આગેવાન ) બન્યો છે તો એમના હરખનો પાર રહ્યો નહીં. જ્યારે ઘેર આવ્યા તો બીબીએ પૂછ્યું બતાઓ ત્રીસ હજાર અશરફી ઘણી સારી છે અથવા આ નેઅમત ? તે બોલ્યા અશરફીઓ શી વિસાતની છે. ત્યારે તેણીએ કહ્યું મેં તે અશરફીઓને આ નેઅમતના મેળવવામાં ખરચી છે. તેવણ ઘણી ખુશીમાં કહેવા લાગ્યા ખોદાની કસમ તેં અશરફીઓને નકામી ખરચી નથી.

ફાયદો જોયું, કેવી બીબીઓ હતી, કે ત્રીસ હજાર અશરફી પોતાના દીકરાના ઇલ્મ હાસિલ કરવામાં ખરચી બીબીઓ ! તમો પણ ખરચની પરવા કરો નહીં. કોઇપણ રીતે ઓલાદને દીનનો ઇલ્મ હાસિલ કરાઓ.

## ૭૩. ૭૪ ઇમામ બોખારી [ રહ ] ની મા તથા બેહેન.

ઇમામ બોખારી ( રહ ) ની બરાબર હદીસનો કોઇ આલિમ થયો નથી. એમની ચઉદ વર્ષની ઉમર હતી કે એવણે ઇલ્મ

હાસિલ કરવા માટે સફર કરી હતી. તો એમનો ખરચ એમની મા તથા બેહેને પોતાને માથે લીધો હતો.

ફાયદો વારૂ મા તો એમ પણ ખરચ આપ્યા કરે છે, પણ બેહેનની સગાઈ માથે ખરચ લેવાની નથી, તો શામાટે પોતાને માથે લ્યે ! પણ જણાય છે કે, તે વખતની બીબી-ઓમાં ઇલમે દીનનું નામ લીધું કે પોતાનો માલ અસબાબ કુરબાન કરવા તૈયાર થવાનો ગુણ હતો. બીબીઓ ! તમારે પણ એવીજ થવું જોઇએ.

## ૭૫ જી જાદા રૂમીની બેહેન.

આ એક મોટા પ્રખ્યાત વિદ્વાન છે. જ્યારે રૂમના ઉસ્તાદોથી ઇલ્મ મેળવી ચુકયા તો એમને બીજા દેશોના વિદ્વાનોથી ઇલમ મેળ-વવાનો શોખ થયો. અને છુપી રી સફરની તૈયારી કરવી શરૂ કરી. જ્યારે એમની બેહેનને જણાયું તો પોતાનું ઘણું ઘરેણું પોતાના ભાઇના સામાનમાં છૂપી રીતે મુકયું. અને તેવણને પોતે પણ કહ્યું નહીં.

ફાયદો કેવી સારી બીબીઓ હતી. એઓને નામથી કંઈ ગરજ નહતી. એમ ચાહતી કે, કોઇપણ રીતે ઇલમ કાએમ રહે. બીબીઓ ! ઇલમ કાએમ રાખવાની મદદ કરવી ઘણો સવાબ છે. દીનના મદરસાઓની જેમ બને તેમ મદદ કરવાનો ખીઆલ રાખો.

હજરત ( સલ ) ના વખતની બીબીઓ પછીની આ દશ સ્ત્રીઓના કિસ્સા વર્ણાયા જેઓને ઇલમ મેળવવાનો શોખ હતો. હવે ફકીરી તરફ દિલ લગાડનારી બીબીઓનો હાલ લખવામાં આવે છે.

## ૭૬ હજરત મોઆજા અદવીઆ [ રહ ] નું વર્ણન*

એમનો હાલ આશ્ચર્યલાયક હતો. જ્યારે દિવસ થતો તો કહેતાં કે, કદાપી આ તેજ દિવસ છે, જેમાં હું મરૂં અને સાંજસુધી સુતાં નહોતાં, કે કદાપી મોત વેળા ખોદાથી ગફલ-તમાં મરૂં. એવીજ રીતે રાત થતી તો સવાર સુધી નહીં સુતાં અને એજ વાત કહેતાં, અને જો ઊંઘનું જોર થતું તો ઘરમાં દોડતાં ફરતાં અને પોતાના જીવને કહેતા કે ઊંઘનો વખત આગળ આવે છે. મતલબ આ હતી કે, મર્યા પછી કિયામત સુધી સુજે. રાત દિવસમાં છ સો નફલો પઢયા કરતાં હતાં કદી આસમાન તરફ નજર ઉઠાવતાં નહોતાં. જ્યારથી એમના ધણીનું મૃત્યુ થયું તે પછી બીછાને કદી સુતાં નથી. એવણ હજરત આએશાહ ( રદી ) થી મળ્યાં છે. અને તેમનાથી હદીસો સાંભળી છે.

ફાયદો બીબીઓ ખોદાની મોહબ્બત અને યાદ આવી રીતની થાય છે. જરા આંખો ખોલો ( વિચારો )

## ૭૭ હજરત રાબેઆ અદવીઆ [ રહ ] નું વર્ણન.

એવણ ઘણું રડયાં કરતાં. જો દોજખનું વર્ણન સાંભળતાં તો બેહોશ થઇ જતાં, કોઇ કંઇ આપતું તો પાછું ફેરવતાં અને કહેતાં કે મને કંઈ આપવું નહીં જોઇએ. એંસી વર્ષની ઉમરમાં એમની એવી હાલત હતી કે, ચાલવામાં જણાતું હતું કે હમણા પડે હમણા પડે હમેશ કફન પોતાની આગળ રાખતાં. સિજદાની જગ્યા આંસુથી ભીજી જતી. એમની અજાએબ અજાએબ વાતો પ્રખ્યાત છે અને એમને રાબેઆ બસરીયા પણ કહે છે.

ફાયદો-બીબીઓ ! તમો પણ પોતાના દિલમાં ખોદાનો ડર અને મોતની યાદ ઉત્પન્ન કરો. જુવો એવણ પણ આખર સ્ત્રીજ હતાં.

## ૭૮ હજરત માજેદહ કોરેશીયહ ( રહ ) નું વર્ણન.

એવણ કહ્યા કરતાં હતાં કે, જે ડગલું ભરૂંછું, આ સમજું છું કે આને પછી મોતજ છે. અને ફરમાવતાં હતાં કે દુન્યાના રહેના-રાઓ ઉપર તાજુબ છે કે, સફર કરવાની ખબર

*અતરેથી તે હજરત નફીસા ( રહ ) ના વર્ણન સુધી તરજુમએ તબકાતે શઅરાની ઉપરથી.

અપાઈ છતાં ફરી એઓ એવા ગાફેલ છે કે જાણે કોઇએ સફર કરવાની ખબર સાંભળીજ નહીં. અહિઆંજ રહેનાર છે. અને તેવણ ફરમાવતાં હતાં કે જંનતની કોઈ નેઅમત તથા ખોદાતઆલાની રઝામન્દી વગરમેહનતે મળતી નથી.

ફાયદો–બીબીઓ ! કેવી કામની નસીહતો છે? એને પોતાના દિલ ઉપર કોતરો અને તે પ્રમાણે વરતો.

### ૭૯ હજરત આએશાહ બીનતે જાફર સાદિક [રહ]નું વર્ણન

એમની પદવી નાજ ( લાડ ) ની હતી. એવણ આવી રીતે કહેતાં કે, જો મને દોજખમાં નાખશે તો હું સઘળાઓને કહીશ કે હું અલ્લાહને એક માનતી હતી; છતાં મને અજાબ કર્યો. સને ૧૪૫ હિજરીમાં એમનો ઇન્તેકાલ થયો અને બાબે કોરાફા મિસરમાં એમની કબર છે.

ફાયદો–બીબીઓ ! આ મરતબો કોઈ કોઇને ભાગ્યે હોય છે. અને જેને થયો છે તેને સંપૂર્ણ તાબેદારીની બરકતથી થાય છે. એને સ્વીકારો અને યાદ રાખો કે, અલ્લાહને એક માનવું પૂરી રીતે આવી રીતે છે કે ન કોઇને પૂજે અને ન કોઈથી આશા રાખે. ન કોઇથી ડરે, ન કોઇને ખુશ કરવાનો ખીયાલ હોય. ન કોઇના નારાજ થવાની પરવા, કોઈ સારૂં કહે ખુશ નહીં થાય, કોઇ બુરૂ કહે ગમ નહીં કરે. કોઇ દુઃખ આપે તો તે પર નજર કરે નહીં, એમ સમજે કે અલ્લાહને એમજ ગમ્યું હશે. હું તો બંદી છું, દરેક હાલતમાં રાજી રહેવું જોઇએ. તો જે શખ્સ એવી રીતે ખોદાને માનશે તેને દોજખ સાથે શો સંબંધ ? આ બીબીની વાતનો આ મતલબ છે કે જાણે તે અલ્લાહને આવી રીતે એક માનવાની બુજરૂગી બયાન કરે છે.

### ૮૦ રબાહ કૈસીની બીબી [રહ] નું વર્ણન.

આ સઘળી રાત ઇબાદત કરતાં જ્યારે એક પહોર રાત જતી તો ધણીને કહેતાં કે ઉઠો. જો તે નહીં ઉઠતાં તો ફરી થોડીવાર પછી તેઓ ઉઠાડતા ફરી આખરી રાતમાં કહેતાં ઓ રબાહ ઉઠો, રાત પુરી થઇ છે અને તમો સુઇ રહ્યા છો. કદી ઝમીન ઉપર તરણખલું ઉપાડીને કહેતાં કે ખોદાની કસમ મારી આગળ દુન્યા આથી પણ બેકદરી છે. ઇશાની નમાઝ પછી સારાં સારાં કપડાં પહેરીને ખાવિન્દને પૂછતાં કે તમને કંઈ ઇચ્છા છે ? જો તેવણ ના પાડતા તો કપડાં ઉતારી રાખતાં અને સવાર સુધી નફલોમાં લાગેલાં રહેતાં.

ફાયદો–બીબીઓ ! તમે જોયું કે કેવી રીતે અલ્લાહતઆલાની ઇબાદત કરતાં હતાં અને સાથે ધણીનું પણ કેટલું હકક અદા કરતાં હતાં. અને ધણીને દીનનો પણ શોખ આપતાં હતાં. આ સઘળાં કામો કરવાનાં છે.

### ૮૧ હજરત ફાતેમા નેશાપુરી (રહ) નું વર્ણન.

જુન્નુન મિસરી ( રહ ) જેવણ એક મોટા કામિલ બુજરૂગ છે તેવણ ફરમાવે છે કે આ બીબીથી મને ફેજ (લાભ) પહોંચ્યો છે. તે ફરમાવતા કે, જે શખ્સ દરેક વખત અલ્લાહતઆલાનું ધ્યાન નહીં રાખશે તે ગુનાહના દરેક મેદાનમાં પડે છે જે મોંમાં આવ્યું બકી દીધું. પણ જે દરેક વખત અલ્લાહતઆલાનું ધ્યાન રાખે છે તે નકામી વાતોથી ગુંગો થાય છે. અને અલ્લાહતઆલાથી શરમ હયા કરે છે. અને હજરત બાયજીદ (રહ) કહે છે કે, મેં ફાતેમા બરાબર કોઈ સ્ત્રી જોઈ નથી એમને કોઇ પણ જગ્યાની ખબર આપી તો તે તેમને પ્રથમથી જણાઇલી હતી. સને ૨૨૩ હિજરીમાં મકકા શરીફમાં ઉમરાના માર્ગમાં એમનો ઇન્તેકાલ થયો.

ફાયદો–જુઓ, ધ્યાન રાખવાની શું સારી વાત કહી છે ! જો એને નીભાવ્યા કરોતો સઘળા ગુનાહોથી બચી જાઓ અને આ પણ જણાયું કે આ બીબીને કશફ થતો હતો. જો કે આ કોઇ મોટો મરતબો નથી પણ જો સારા માણસનો થાય તો સારી વાત છે.

### ૮૨ હજરત રાબેઆ અથવા રાબેઆ શામીયા બીનતે ઇસમાઇલ [રહ] નું વર્ણન.

આ સઘળી રાત ઇબાદત કરતાં હતાં અને હમેશ રોઝો રાખતાં, અને કહેતાં કે જ્યારે હું અજાન સાંભળું છું તો કિયામતના દિવસનો પોકાર કરનાર ફિરસ્તો યાદ આવે છે અને જ્યારે ગરમી જોઉં છું તો કિયામતની ગરમી યાદ આવે છે; અને એમના ધણી પણ ઇબન અબીલ હવારી મોટા બુજરૂગ હતા. આ તેમને કહેતાં કે, તમારી સાથે ભાઇઓના જેવી મોહબ્બત છે. એનો અર્થ આ છે કે મને મનીચ્છા (નફસની ખાહિસ ) નથી. અને તેવણ કહેતાં કે જયારે કોઇ ઇબાદતમાં લાગે છે તો અલ્લાહતઆલા તેના એબોની ખબર તેને આપે છે અને જ્યારે તેને પોતાની એબોની ખબર થાય છે તો ફરીને બીજાઓની એબોને જોતો નથી, અને કહેતાં હતાં કે હું જંનતને આવતાં જતાં જોઉં છું અને હુરો મને દેખાય છે.

**ફાયદો**—બીબીઓ ! ઇબાદત એને કહે છે, અને જુઓ કે, તમો જે બીજાઓની એબોનો ધંધો લઇ બેઠીઓ છો તેનો કેવો સારો ઉપાય બતાવ્યો છે કે પોતાની એબો જોયાં કરો; જેથી બીજા કોઇની એબ દેખાશેજ નહીં. અને આથી જણાયું છે કે, તેવણને કશફ પણ થતો હતો. કશફનો હાલ ઉપરના કિસ્સામાં આવ્યો છે.

### ૮૩ હજરત ઉમ્મે હારૂન (રહ) નું વર્ણન.

એમના ઉપર ખોદાનો ડર ઘણો વધેલો હતો અને ઘણી ઇબાદત કરતાં અને રૂખી રોટલી ખાતાં. અને કહેતાં કે રાતના આવ્યાથી મારો જીવ ખુશ થાયછે. અને જ્યારે દિવસ થાયછે તો હું શોકાતુર થાઉંછું. આખી રાત જાગતાં અને ત્રીસ વર્ષથી માથામાં તેલ નાંખતાં નહોતાં. પણ જ્યારે વાળ ઓળતાં તો સાફ અને ચીકણાં હોતાં. એકવાર બહાર નીકળ્યાં, કોઇ શખ્સે ખોદા જાણે કોઇને કહ્યું હશે પકડો. આ સાંભળતાં એમને કિયામત યાદ આવી અને બેહોશ થઇને પડયાં. એક વારે જંગલમાં સામેથી વાઘ આવ્યો તેવણે ફરમાવ્યું કે જો હું તારો ખોરાક છું તો મને ખા. તે પીઠ ફેરવીને ચાલતો થયો.

**ફાયદો**—સુબ્હાનલ્લાહ ખોદાની યાદમાં કેવા ચુર હતાં અને ખોદાથી કેટલા ડરતાં હતાં અને વાઘની વાત તે એમની કરામત છે. જેવો અમે કશફને હાલ લખ્યો છે તેવોજ કરામતનો સમજો બીબીઓ ! તમો પણ ખોદાની યાદ તથા ખોદાનો ભય દિલમાં ઉત્પન્ન કરો. આખર કિયામત પણ આવનાર છે. કંઇતો સામાન તૈયાર રાખો !

### ૮૪ હબીબ અજમીની બીબી હજરત અમરહનું વર્ણન.

આ સઘળી રાત ઇબાદત કરતાં જ્યારે આખર રાત થતી તો ખાવિન્દને કહેતાં, કાફલો આગળ વધી ગયો; તમો પાછળ સુતા રહ્યા. એકવાર એમની આંખ દુઃખવા આવી કોઇએ પુછ્યું તો કહેવા લાગ્યા કે મારા દિલનું દરદ આથી પણ વધુ છે.

**ફાયદો**—બીબીઓ ! ખોદાની મોહબ્બતનું એવું દરદ ઉત્પન્ન કરો, કે તેની આગળ સઘળાં દરદ હલકાં થાય.

### ૮૫ હજરત અમતુલ જલીલ [રહ] નું વર્ણન.

આ મોટાં આબેદ તથા ઝાહેદ હતાં. એક વાર કેટલાક બુજરૂગોમાં વાદવિવાદ થયો કે, વલી કેવો થાય છે ? સર્વએ કહ્યું કે; આઓ અમતુલ જલીલ (રહ) ને જઇને પુછીએ. મતલબ કે તેમને પૂછ્યું, તેમણે ફરમાવ્યું કે વલીની કોઇ ઘડી એવી નથી, કે જેમાં તેને ખોદા સિવાય બીજો ધંધો હોય. જે કોઈ તેને બીજો ધંધો બતાવે તે જૂઠો છે.

**ફાયદો**—કેવા માનમરતબાનાં બીબી હતાં કે બુજરૂગ મરદો તેમને એવી વાતો પુછતા હતા અને તેવણે પણ કેવી સાચી ઓળખ

બતાવી ? બીબીઓ ! તમો પણ એનો લોભ કરો, કે પોતાના સઘળા ધંધાથી વધુ ખોદાની યાદનો ધંધો રહે.

## ૮૬ હજરત ઓબૈદહ બીનતે કેલાબ (રહ) નું વર્ણન.

માલિક બીન દીનાર એક મોટા બુજરૂગ હતા. તેમની ખીજમતમાં આ બીબી આવતાં જતાં હતાં. કેટલાક બુજરૂગ એમનો મરતબો રાબેઅહ–બસરીયહ (રહ) થી વધુ બતાવે છે. એક શખ્સથી એવણે સાંભળ્યું કે આદમી પૂરો મુત્તકી ત્યારે થાય છે, કે જ્યારે તેને ખોદા પાસે જવું સર્વ વસ્તુથી વધુ પ્યારૂં થાય. આ સાંભળી બેહોશ થઇને પડી ગયાં.

ફાયદો–ખોદા પાસે જવાનો કેવો શોખ હતો ? તેનું વર્ણન સાંભળતાં બેહોશી આવી. હવે આ હાલ છે કે, મોતનું નામ સાંભળવું પસંદ નથી, એનું કારણ માત્ર દુન્યાની મોહબ્બત છે, જેથી જવાને જીવ ચાહતો નથી. એને દિલથી કાઢશો ત્યારે ખોદાને ત્યાં જવાને જીવ ચાહશે.

## ૮૭ હજરત અફીરહ આબેદહ (રહ) નું વર્ણન.

એક દિવશે કેટલાક આબેદ લોક એમની પાસે આવ્યા અને કહ્યું કે અમારે માટે દોઆ કરો. તેમણે ફરમાવ્યું કે, હું એટલી ગુનેહગાર છું કે જો ગુનાહની સજામાં માણસ ગુંગો થતે તો હું વાત પણ કરી શકતે નહી. એટલે ગુંગી થતે. પણ દોઆ કરવી સુંનત છે માટે દોઆ કરૂં છું. ફરી સઘળાઓ માટે દોઆ કરી.

ફાયદો–જુવો, આવાં આબિદ ઝાહેદ હોવા છતાં પણ પોતાને એવાં આજીજ ગુનેહગાર સમજતાં હતાં. હવે આ હાલ છે કે, જરા બે ત્રણ તસબીહો પઢી કે પોતાને બુજરૂગ સમજવા લાગી. એ ખોદાને ઘણું નાપસંદ છે. દરેક હાલતમાં પોતાને સર્વથી ઘટેલી સમજો અને સાચું પણ છે. સેંકડો એબો દરેક હાલતમાં ભરેલી રહે છે, તો ઇબાદતની સાથે તેને પણ જુએ તો કદી મોટાઇનો વિચાર ઉત્પન્ન થાય નહીં.

## ૮૮ હજરત શોઅવાના (રહ) નું વર્ણન.

આ ઘણું રડતાં અને કહેતાં કે, હું ચાહું છું કે એટલું રડું કે આંસુ રહે નહી. ફરી રડતાં ખુન નીકળે તે એટલાં સુધી કે, બદનમાં ખુન રહે નહીં. એમની દાસી કહેતી કે જ્યારથી મેં એમને જોયાં એવો ફેજ થયો છે કે, કદી દુન્યાની રગબત મને થઇ નથી. અને કોઇ મુસલમાનને હલકો સમજ્યો નથી. હજરત ફોદેલ બીન અયાજ પ્રખ્યાત મોટા બુજરૂગ છે. તેઓ એમની પાસે જઇને દોઆ કરાવતા.

ફાયદો–ખોદાના ડરથી અથવા મોહબ્બતથી રડવું એ મોટી દોલત છે. જો રડવું નહીં આવે તો રડવાની સૂરતજ બનાવ્યા કરો. અલ્લાહ મીયાંને આજેજી ઉપર રહમ આવશે. અને જુવો, બુજરૂગો પાસે બેસવાથી કેવો ફેજ થાય છે ! જે તેવણની ખાદેમાએ બયાન કર્યો. તમો પણ સાચી સોહબત ઢુંઢયા કરો અને બુરા માણસથી બચતા રહો.

## ૮૯ હજરત આમેનહ રમલીયહ (રહ) નું વર્ણન.

બિશર બીન હારિસ એક બુજરૂગ છે. તે એમની જીયારત (મુલાકાતે) ને આવતા. એક વાર હજરત બિશર (રહ) માંદા પડયા તો એવણ તેમની બીમાર પૂરસીએ ગયાં. અહમદ બીન હમ્બલ જે મોટા ઇમામ છે તેવણ પણ ખબર લેવા આવ્યા હતા. તેમને જણાયું કે, આ આમેનહ (રહ) છે, રમલાથી આવ્યાં છે. ઇમામ અહમદે (રહ) બિશર (રહ) ને કહ્યુ કે એમનાથી અમારે માટે દોઆ કરાઓ. બિશરે (રહ) દોઆ કરવા માટે આજ્ઞા કરી. તેમણે દોઆ કરી. ઓ અલ્લાહ ! બિશર અને અહમદ દોજખથી પનાહ ચાહે છે આ બંનેને પનાહ આપ. ઇમામ અહમદ (રહ) કહે છે કે રાતના એક કાગળ ઉપરથી પડયો. તેમાં બિ-

રિઝ્‌લ્લાહ પછી લખેલું હતું કે અમે કબૂલ રાખ્યું અને અમારે ત્યાં બીજી નેઅમતો પણ છે.

ફાયદો—સુબ્હાનલ્લાહ ! કેવી દોઆ કબૂલ થઇ ? બીબીઓ ! આ સઘળી બરકત તાબેદારીની છે. જે ખોદાનો હુકમ પૂરો કરે છે, અલ્લાહતઆલા તેની માગણી સ્વીકારે છે. તો હુકમ માનવાની કોશીશ કરો.

### ૯૦ હજરત મનફુસા બીનતે ઝૈદ બીન અબીલ ફ્વારેસ ( રહ ) નું વર્ણન.

જ્યારે એમનું બચ્ચું મરતું તો તેનું માથું ખોળામા લઇને કહેતાં કે, તારૂં મારાથી આગળ જવું મારે પાછળ રહેવા કરતાં સારૂં છે. મતલબ આ છે કે, તું આગળ જઇને મને બખ્શાવશે અને પોતે પણ બખશાશે, પણ જો મારી પાછળ જીવતું રહેતે તો તું પણ સેંકડો ગુનાહ કરતે. અને ખોદા જાણે બખશાવવાને લાએક રહેતે અથવા નહીં. અને તેવણ ફરમાવતા કે મારી બેચેની કરતાં સબર બેહતર છે. અને ફરમાવતાં કે અગર જો જુદાઇનો અફસોસ છે, પણ તેથી સવાબની ખુશી ઘણી છે.

ફાયદો—બીબીઓ ! કોઇના મરવાના વખતમાં જો એવીજ વાતો કહીને જીવને સમજાવ્યા કરશો તો ઇનશાઅલ્લાહ બસ છે.

### ૯૧ હજરત સૈયેદહ નફીસા બીનતે હસન બીન ઝૈદ બીન હસન બીન અલી ( રદી ) નું વર્ણન.

આ અમારા હજરત ( સલ ) ના ખાનદાનથી છે. કારણ કે હજરત અલી (રદી) ના પોત્ર ઝૈદની આ પોત્રી છે. સને ૧૪૫ માં મક્કામાં જન્મ્યાં. ઇબાદતમાંજ ઉછર્યાં. ઇમામ શાફેઈ (રહ) ઘણા મોટા ઇમામ છે. જ્યારે તેવણ મીસરમાં આવ્યા તો આ બીબી પાસે આવ જા કરતા હતા.

ફાયદો ઇલ્મ અને બુજરૂગી તે વસ્તુ છે કે, આટલા મોટા ઇમામ તેમની ખીજમતમાં આવતા હતા. તમો પણ દીનનો ઇલ્મ હાસિલ કરો અને તે પર અમલ કરો, કે જેથી બુજરૂગી મળે.

### ૯૨ હજરત મૈમુના સૌદા ( રહ ) નું વર્ણન.*

અબ્દુલ વાહેદ બીન ઝૈદ એક બુજરૂગ છે તેમણે બયાન કર્યું છે કે, મેં અલ્લાહથી દોઆ કરી કે એ અલ્લાહ ! જંનતમાં જે મારો રફીક થશે તે મને દેખાડ હુકમ થયો કે, તારો રફીક જંનતમાં મૈમુના સૌદા ( રહ ) છે. મેં પૂછ્યું તે કયાં છે ? જવાબ મળ્યો કે, કુફામાં છે. ફલાણા કબીલામાં. મેં ત્યાં જઇને પૂછ્યું લોકોએ કહ્યું તે ગાંડી છે પણ બકરીઓ ચરાવે છે. હું જંગલમાં ગયો તો જોઉં છું કે ઉભાં ઉભાં નમાઝ પઢે છે. અને બકરાં અને વરૂ એક જગ્યા ભેગાં મળી ચાલ્યાં કરે છે. જ્યારે સલામ ફેરવી તો ફરમાવ્યું કે એ અબ્દુલ વાહેદ ! હમણા જાઓ ! મળવાનો વાયદો જંનતમાં છે. મને તાજુબ થઇ કે મારૂં નામ કેવી રીતે જણાયું ? તેવણ કહેવા લાગ્યાં તમને ખબર નથી ? જે રૂહોમાં ત્યાં જાણપેહેચાન થઇ ચુકી છે તેમાં ઉલફત થાય છે. મેં કહ્યું કે હું વરૂને અને બકરીઓને એક જગ્યા જોઉં છું એનું શું કારણ છે ? તેવણ કહેવા લાગ્યાં જાઓ પોતાનું કામ કરો. મેં પોતાનો મામલો અલ્લાહતઆલાથી ઠીક કર્યો છે. અલ્લાહ તઆલાએ મારી બકરીઓનો મામલો વરૂ સાથે ઠીક કર્યો.

ફાયદો—આ બીબીના કશફ તથા કરામત બંને આથી જણાય છે. આ સઘળી બરકત પૂરી તાબેદારી બજાવવાની છે. બીબીઓ ! ખોદાની તાબેદારીમાં તૈયાર થાઓ.

### ૯૩ હજરત રૈહાનહ મજનુનહ ( રહ ) નું વર્ણન.

અબુર રબીઅ એક બુજરૂગ છે. તેવણ કહે છે કે, હું તથા મોહમ્મદ બીન મુનકદેર

* આ બીબીના વર્ણનથી તે છેવટ સુધી રિસાલાહ રિસાલીમ ઉપરથી.

અને સાબિત બેનાની કે આ બંને પણ બુજર્ગ છે. એકવાર સઘળા મળીને રૈહાના (રહ) ને ઘેર મેમાન થયા. તેવણ અડધી રાતથી આગળ ઉઠયાં અને કહેવા લાગ્યાં કે ઇચ્છિક (ચાહનારી) પોતાના પ્યારાની તરફ જાય છે. અને ખુશીને લીધે દિલનો આ હાલ છે કે નીકળવા ચાહે છે, જ્યારે અડધી રાત થઈ કહેવા લાગ્યાં એવી વસ્તુથી જીવ લગાડવો નહીં જોઇએ, કે જેના જોવાથી ખોદાની યાદમાં ફેર પડે. અને રાત્રીએ ઇબાદતમાં ઘણી મેહનત કરવી જોઇએ, ત્યારે આદમી ખોદાના દોસ્ત બને છે. જ્યારે રાત પૂરી થઈ, તો બુમો પાડવા લાગ્યાં હાય, લુટાઈ ગઇ છું. મેં કહ્યું શું થયું ? કહેલા લાગ્યાં રાત જતી રહી. જેમાં ખોદાની સાથે સારી રીતે જીવ લગાડવામાં આવે છે.

ફાયદો—જુઓ રાતની એમને કેવી કદર હતી? અને જેને ઇબાદતની મજા જોઇતી હશે તેને રાતની કદર થશે. બીબીઓ ! તમો પણ પોતાનો રાતનો થોડો ભાગ પોતાની ઇબાદત માટે ઠેરવો. અને જુઓ ખોદાવગર કોઇથી જીવ લગાડવાની બુરાઈ તેમણે કરી. તમો પણ માલ અસબાબ, પોશાક ઘરેણાં, ઓલાદ જાયદાદ, વાંસણ અને ઘરથી જીવ લગાડો નહીં.

## ૯૪ હજરત સરી સકતી (રહ) ની એક મુરીદનીનું વર્ણન

આ બુજર્ગનો એક મુરીદ બયાન કરે છે કે, અમારા પીરની એક મુરદની હતી. તેણીનો છોકરો મદ્રસામાં પઢતો હતો. ઉસતાદે તેને કોઈ કામે મોકલ્યો. તે કંઇ પાણીમાં જઇને પડયા અને ડુબી મર્યો. ઉસ્તાદને ખબર થઇ. તેણે હજરત સરી સકતી (રહ)ને પાસે જઇને ખબર કરી. તેમણે ઉઠીને તે મોરીદનીને ઘેર ગયા અને સબર કરવાની આજ્ઞા કરી. તે મોરીદની કહેવા લાગી. હજરત ! તમો સબર વિષેની આજ્ઞા શામાટે ફરમાવો છો ? તેમણે ફરમાવ્યું કે તારો દીકરો ડુબીને મર્યો છે. તે તાજુબ થઇને કહેવા લાગી મારો દીકરો ? તેવણે કહ્યું હા, તારા દીકરો ? તે કહે લાગી મારો દીકરો કદી ડુબ્યો નથી. અને આ કહી ઉઠી અને તે જગ્યા જઇ દીકરાનું નામ લઇને પુકાર્યો. ઓ મોહમ્મદ ! તેણે જવાબ આપ્યો કે કેમ મા! અને પાણીથી જીવતો નીકળીને ચાલ્યો આવ્યો. હજરત સરીએ (રહ) હજરત જોનેદ (રહ) ને પૂછ્યું કે આ શી વાત છે ? તેમણે ફરમાવ્યું કે આ સ્ત્રીની એક ખાસ પદવી છે અને મરતબો છે, કે એના પર જે મુસીબત આવનારી હોય છે તેની એને ખબર થાય છે અને આ બાબતની ખબર થઇ નહોતી. જેથી તેણીએ કહ્યું કે કદી એવું બન્યું નથી.

ફાયદો દરેક વલીને જુદો મરતબો મળે છે. આથી કોઈ એમ સમજે નહીં કે જે વલીને પ્રથમથી જણાયું નહીં હોય કે મારા પર શું બનાવ બનવાનો છે તેનાથી આ દરજો મોટો છે. અલ્લાહતઆલાને અખત્યાર છે. જેને સાથે જે વરતાવ ચાહે તેવો રાખે. પણ તોએ મોટી કરામત છે. અને આ સઘળી બરકત અલ્લાહ અને રસુલની તાબેદારી કરવાની છે. એમાં કોશીશ કરવી જોઇએ. ફરી અલ્લાહતઆલા ચાહે તો આજ પદવી આપે. ચાહે આથી મોટી પદવી આપે.

## ૯૫ હજરત તોહફેહ ( રહ ) નું વર્ણન.

હજરત સરી સકતી ( રાહ ) નું બયાન છે કે. હું એકવાર દવાખાનામાં ગયો જોઉં છું કે એક જુવાન છોકરી સાંકળમાં બંધાયલી રડી રહેલી છે, અને મોહબ્બતની શેઅરો પઢી રહી છે. મેં ત્યાંના રખેવાલને પૂછ્યું. તે કહેવા લાગ્યો આ ગાંડી છે. આ સાંભળી તે વળી રડી અને કહેવા લાગી હું ગાંડી નથી, હું તો આશિક છું. મેં પૂછ્યું કોની આશિક છે ? તે કહેવા લાગી જેણે અમને નેઅમતો આપી અને જે દરેક વખત અમારી પાસે છે એટલે અલ્લાહતઆલાની. એટલામાં તેણીનો માલિક આવ્યો અને રખેવાલને પુછ્યું, તોહફેહ

ક્યાં છે? તેણે કહ્યું અંદર છે અને હજરત સરી શકતી તેણીની પાસે છે. તેણે મારી તાઝીમ કરી ત્યારે મેં કહ્યું આ છોકરી મારાથી વધુ તાઝીમ આપવાને લાએક છે અને તેં એનો આ હાલ શામાટે કર્યો છે? તે કહેવા લાગ્યો મારી સઘળી દોલત એમાં ખપી ગઇ છે. વીસ હઝાર રૂપીયાની મારી ખરીદ છે. મને આશા હતી કે, ઘણા નફાથી વેચીશ પણ આ નહીં ખાએ છે, નહીં પીએ છે. રાત દિવસ રડયા કરે છે. મેં કહ્યું મારે હાથે એને વેચ. તે કહેવા લાગ્યો તમો ફકીર માણસ છો, એટલા રૂપીયા કયાંથી આપશો? મેં ઘેર જઇને ઘણું રડીને દોઆ કરી. એટલામાં એક શખ્સે મારો દરવાજો ઠોકયો. જઇને શું જોઉં છું કે, એક શખ્સ રૂપીઆઓની ઘણી થેલીઓ લઇને ઉભો છે. મેં કહ્યું તું કોણ છે? તે કહેવા લાગ્યો હું અહમદ બીન મોસન્ના છું. મને ખાબમાં હુકમ થયો છે કે, આપની પાસે રૂપીઆ લાઉં. હું ખુશી થયો. અને સવારના દવાખાનામાં પહોંચ્યો. એટલામાં તેણીનો માલિક પણ રડતો આવ્યો. મેં કહ્યું તું શોકાતુર નહીં થા. હું રૂપીઆ લાવ્યો છું. બેવડા નફા સુધી જે માંગશે તો આપીશ. તે કહેવા લાગ્યો જો સઘળી દુન્યા પણ મળે તો મારે વેચવી નથી. હું એને અલ્લાહને માટે આઝાદ કરૂં છું મેં કહ્યું આ શી વાત છે? તે કહેવા લાગ્યો કે, સ્વપ્નામાં મારાપર ગુસ્સો થયો છે. અને તમો શાક્ષી થાઓ મેં સઘળો માલ અલ્લાહના માર્ગમાં છોડયો. હું જોઉં છું કે અહમદ બીન મોસન્ના પણ રડી રહ્યો છે. મેં કહ્યું તને શું થયું? તે કહેવા લાગ્યો હું પણ સઘળો માલ અલ્લાહના માર્ગમાં ખેરાત કરૂં છું. મેં કહ્યું બીબી તોહફા (રહ)ની કેવી બરકત છે, કે આટલા માણસોને હિદાયત થઇ. તોહફા (રહ) ત્યાંથી ઉઠયાં અને રડતાં રડતાં ચાલ્યાં. અમો પણ સાથે ચાલ્યા. થોડે આઘે જઇને ખોદા જાણે તે કયાં જતી રહી? અને અમે સઘળા મક્કે ચાલ્યા. અહમદ બીન મોસન્નાનો તો માર્ગમાં ઇન્તેકાલ થયો. અને હું તથા તે માલિક મક્કે પહોંચ્યા. અમો તવાફ કરતા હતા તેવામાં એક દુઃખી અવાજ સાંભળ્યો. પાસે જઇને પુછયું તું કોણ છે! તે કહેવા લાગ્યાં સુબ્હાનલ્લાહ! ભૂલી ગયા? હું તોહફા છું. મેં કહ્યું કહો શું શું મળ્યું? તે કહેવા લાગ્યાં કે, પોતાને સાથે મારો જીવ લગાડયો છે અને બીજાઓથી છોડાવ્યો છે. મેં કહ્યું અહમદ બીન મોસન્ના (રહ) નો ઇન્તેકાલ થયો છે. તે કહેવા લાગ્યાં તેને મોટા મોટા દરજા મળ્યા છે. મેં કહ્યું તમારો માલિક પણ આવ્યો છે તેવણે કંઈ છાની રીતે કહ્યું જોઉં છું કે મરેલાં છે. મલિકે જ્યારે આ બનાવ જોયો, બે અખત્યાર થઇને પડી ગયો. તેને હલાવીને જોયું તો મુરદું છે. મેં બંનેને કફન દઇને દફનાવ્યા.

ફાયદો—સુબ્હાનલ્લાહ કેવાં અલ્લાહનાં આશક હતા; બીબીઓ આવી વાતોનો લોભ કરો. આ કિસ્સાને અમારા મુરશેદ હજરત હાજી ઇમદાદુલ્લાહ મોહાજેરે મક્કાં કુદ્દેશ સિર્રેહુએ (રહ) પોતાની કિતાબ તોહફતુલ ઉશ્શાકમાં વધુ ખુલાસાથી લખ્યો છે.

## ૯૬ હજરત જોવેરહ (રહ) નું વર્ણન.

આ એક બાદશાહનાં લોંડી હતાં તે બાદશાહે આઝાદ કર્યાં હતાં. તે પછી અબુ અબ્દુલ્લાહ તોરાબી એક બુજર્ગ છે તેમની ઇબાદત જોઇ તેમનાથી નિકાહ કર્યો હતો. અને ઇબાદત કર્યા કરતા હતાં એકવાર સ્વપ્નામાં મોટા મોટા સારા તંબુ લાગેલા જોયાં પુછયું આ કોને માટે છે? જણાયું કે તહજ્જોદમાં જે લોકો કુરઆન પઢે છે તેઓને માટે. તે પછી રાતનું સુવું તજ્યું અને ધણીને કહેતાં કે કાફલો ચાલ્યો ગયો.

ફાયદો—બીબીઓ! પોતે પણ ઇબાદત કરો અને ખાવિન્દને પણ સમજાવ્યા કરો.

## ૯૭ હજરતશાહ બીન શોજાઅ કીરમાની (રહ) ની દીકરીનું વર્ણન

આ બુજરૂગ બાદશાહી છોડી ફકીર થયા હતા. એમની એક દીકરી હતાં. એક બાદશાહે માંગુ મોકલ્યું તે સ્વીકાર્યું નહીં. અને એક ગરીબ નેકબખ્ત છોકરાને સારી રીતે નમાઝ પઢતાં જોઈ તેની સાથે નિકાહ કરી આપ્યો. જ્યારે તે ધણીને ઘેર વલાવવામાં આવ્યાં તો એક સુકી રોટલી ઘડા ઉપર ઢાંકેલી જોઇને પૂછ્યું આ શું છે? છોકરાએ ઉત્તર અપ્યો. કે આ રાતની બચેલી રોટલી રોઝો ખોલવા માટે રાખી છે. આ સાંભળી તે પાછલા પગે હઠ્યાં. છોકરાએ કહ્યું હું પ્રથમથી જાણતો હતો કે વારૂં બાદશાહની દીકરી મારા ગરીબ ઉપર ક્યારે રાજી થશે? તે બોલી બાદશાહની દીકરી ગરીબથી નારાજ નથી, પણ તે આથી નારાજ છે કે, તમને ખોદા ઉપર ભરોસો નથી. અને મને બાપથી તાજુબ આવે છે કે, તેમણે મને એમ કહ્યું હતું કે એક નેકબખ્ત જુવાન છે, પણ જેને ખોદાપર ભરોસો નહીં તે નેકબખ્ત કેવો? તે જુવાન ઉજર કરવા લાગ્યો (કારણ બયાન કરવા લાગ્યો.) તે બોલી ઉજરને હું જાણતી નથી. કાંતો ઘરમાં હું રહીશ, કાંતો આ રોટલી રહેશે. તે જુવાને તરત તે રોટલી ખેરાત કરી ત્યારે તે ઘરમાં બેઠાં.

**ફાયદો**—આ પણ સ્ત્રી હતી. તમો કંઇતો સબર શીખો અને માલ અસબાબનો લોભ ઓછો કરો.

## ૯૮ હજરત હાતિમ અસમ્મ (રહ)ની એક નાની દીકરીનું વર્ણન.

આ એક મોટા બુજરૂગ છે. કોઇ અમીર જતો હતો તેને તરસ લાગી. એમનું ઘર માર્ગમાં હતું, પાણી માગ્યું, અને જ્યારે પી રહ્યો ત્યારે કંઇ નગદી ફેંકીને ચાલતો થયો. આ સઘળાઓનો તવક્કોલ ઉપર ગુજારો હતો. સઘળાં ખુશ થયાં. અને એમના ઘરમાં એક નાની દીકરી હતી તે રડવા લાગી. ઘરવાળાંઓએ પૂછ્યું તો કહેવા લાગી કે, એક નાચીજ બંદાએ અમારો હાલ જોયો તો અમે ગની (તાલેવાન) થયાં, અને અલાહતઆલા તો અમને હર વખત જુવે છે. અફસોસ! અમો પોતાનું દિલ ગની રાખતા નથી.

**ફાયદો**—*કેવી સમજદાર છોકરી હતી? અફસોસ* કે, હમણા મોટી બુદીઓને પણ આટલી બુદ્ધિ નથી. ખોદાપર નજર રાખતી નથી અને લોકોપર નજર રાખ્યા કરે છે, કે ફલાણાથી કંઇ લાભ થશે, ફલાણો મદદ કરશે. ખોદાવાસતે દિલને ઠીક કરો.

## ૯૯ હજરત સિ-તુલ મોલુક (રહ) નું વર્ણન.

આ પશ્ચિમ દેશના રહેનાર હતાં. એમના વખતના સઘળા વલી તથા આલિમો એમને માન આપતા હતા. એકવાર બૈતુલ મોકદ્દસની જીયારત માટે એવણ આવ્યાં હતાં. તે વખતમાં ત્યાં અલી બીન અલબસ યમાની નામના બુજરૂગ હતાં. તેમનું કહેવું છે કે, હું તેજ મસજીદના ગુમ્મજ સુધી નૂરનો એક તાર બંધાયો છે. મેં જઈ જોયું તો તે ગુમ્મજને નીચે આ બીબી નમાઝ પઢે છે. અને તે તાર એમનાથી મળેલો છે.

**ફાયદો**—આ નૂર પરહેજગારીનું હતું. સર્વ પરહેજગારોના દિલમાં આ ઉત્પન્ન થાયછે, પણ કદી જાહેરમાં પણ અલ્લાહ દેખાડે છે. પણ એ નૂરની જગ્યા દિલ છે. બીબીઓ! પરહેજગારી સ્વીકારો, નેક કામો હમેશ કર્યા કરો અને જે વસ્તુની મનાઇ છે તેથી બચતા રહેશો.

## ૧૦૦ અબુ અમિર વાએજની લોંડીનું વર્ણન.

એમનું કહેવું છે કે મેં એક લોંડીને ઘણીજ નિર્જીવ કીંમતમાં વેચતાં જોઈ. જેનો રંગ પીળો થયો હતો અને પેટ પીઠ વળગી

ગયાં હતાં અને મેલથી વાળ ચોંટી ગયાં હતાં અને તેનાપર મેહેર આવી મેં તેણીને ખરીદી. તેણીને કહ્યું બજારમાં જઇને રમજાનનો સામાન ખરીદી લાવ. તે કહેવા લાગી ખોદાનો ઉપકાર છે. મારે માટે બારે મહીના બરાબર છે. તે દિવસના હમેશાં રોજો રાખતી અને રાતના ઇબાદત કરતી. જયારે ઇદ આવી ત્યારે મેં તેણી માટે સામાન ખરીદવાનો વિચાર કર્યો. તે કહેવા લાગી તમારા મિઝાજમાં દુન્યાનો બખેડો છે, ફરી પોતાની નમાઝમાં લાગી ગઇ. એક આયત પઢી જેમાં દોઝખનું વર્ણન હતું. ફરી એક ચીસ મારીને પડી અને મરી ગઇ.

**ફાયદો**—જુઓ ખોદાનો ખોફ આવો થાય છે. ખૈર ! આવો હાલ પોતાની સકિતથી બહાર છે, પણ આટલું તો જરૂર થવું જોઇએ કે ગુનાહથી રોકાયેલી રહે. ફરી તે ગમે તે રીતનો ગુનોહ હોય. હાથ પગનો હોય અથવા દિલનો કે જીભનો હોય.

આ ભાગમાં કુલ્લે સો નેક બીબીઓના કિસ્સા વર્ણાયા. તે આવી રીતે કે પ્રથમની ઉમ્મતોની બીબીઓના પચ્ચીસ (૨૫) અને હજરત (સલ) ની બીબીઓ દીકરીઓ ના પંદર (૧૫) અને હજરત (સલ) ના વખતની બીબીઓના પચ્ચીસ (૨૫) અને હજરત (સલ) ના વખત પછીની બીબીઓમાં ઇલિમવાળી બીબીઓના દશ (૧૦) અને દરવેશ બીબીઓના પચ્ચીશ (૨૫) આ સઘળા મળી સો થયા, કીતાબોમાં બીજા પણ ઘણા કીસ્સા છે, પણ નસીહત માનનારી ઓને માટે આટલા ઘણા છે.

## નેક બીબીઓનો સ્વભાવ,પ્રશંસા, અને મરતબા—કુરઆન તથા હદીસ ઉપરથી.

અહિં સુધી નેક બીબીઓના સો કીસ્સા લખ્યા છે. અને આ કિસ્સાઓથી મુળ મતલબ સારા સ્વભાવનું બતાવવું છે. જેથી મુનાસેબ જણાય છે કે, કેટલીક આયતો અને હદીસોનો તરજુમો સાર રૂપી લખવામાં આવે, જેમાં અલ્લાહે રસુલે નેક બીબીઓનો સારો સ્વભાવ પ્રશંસા અને દરજા બયાન કર્યા છે. કારણ કે જ્યારે નેક બીબીઓને ખબર પડશે કે આમાં તો ખાસ અમારૂંજ બયાન કર્યું છે તો તેથી તેમનું દિલ ઘણું વધશે અને નેક કામોનો વધુ શોખ ઉત્પન્ન થશે અને મુશકેલ વાત સહેલ થશે.

### આયતોનું મજમુન.

૧ અલ્લાહતઆલાએ ફરમાવ્યું જે સ્ત્રીઓ એવી છે કે ઇસ્લામનાં કામ કરે છે એટલે નમાઝ રોઝા હમેશ કરતી જાયછે ગુનાહ સવાબના કામોનો ખિયાલ રાખે છે. અને જે ઇમાન દુરૂસ્ત રાખે છે એટલે હદીસ કુરઆનને વિરૂદ્ધ કોઇ વાતમાં પોતાનુ દિલ જમાવતી નથી. અને જે સ્ત્રીઓ તાબેદારીથી રહે છે. એટલે શેખી કરતી નથી, અને જે સ્ત્રીઓ ખૈરાત ઝકાત આપે છે અને જે સ્ત્રીઓ રોઝહ રાખે છે અને જે સ્ત્રીઓ પોતાની ઇજ્જત આબરૂ બચાવે છે એટલે કોઇની આગળ આવવાથી તથા કોઇને અવાજ સંભળાવવાથી તથા શરીઅત વિરૂદ્ધ કપડાં પહેરવાથી, તથા વગર જરૂરતે કોઇથી હસવા બોલવાથી તથા દરેક તરેહની બેશરમીથી પરહેઝ રાખે છે. અને જે સ્ત્રીઓ અલ્લાહની ઘણી યાદ કરે છે એટલે દિલથી તેનું ધ્યાન રાખે છે એવી સ્ત્રીઓ માટે અલ્લાહતઆલાએ પોતાની બખશીશ તથા મોટો સવાબ તૈયાર રાખ્યો છે.

૨ અને અલ્લાહ તઆલાએ ફરમાવ્યું જે નેક બખ્ત સ્ત્રીઓ હોયછે તેમાં આ વાતો હોયછે કે તે તાબેદાર હોય છે અને ધણી ઘરમાં નહીં પણ હોય તોએ પોતાની આબરૂનો બચાવ રાખે છે.

૩ અને અલ્લાહતઆલાએ ફરમાવ્યું આ

બીબીઓ સારી છે જે શરીઅતના કામોના બંધનમાં હોય અને તેના અકીદા ઠીક હોય અને તે તાબેદારી કરતી હોય અને જ્યાં શરીઅત વિરૂદ્ધ કોઈ વાત હોય તરત તોબહ કરતીહોય અને અલ્લાહતઆલાથી ઈબાદતમાં લાગેલી હોય અને રોઝો રાખતી હોય.

## હદીસોનું મજમુન. *

૧ રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું. એવી સ્ત્રીઓપર અલ્લાહતઆલાની રહમત ઉતરે કે જે રાતના ઉઠી તહજ્જોદ પઢે અને પોતાના ખાવિન્દને પણ જગાડે કે તે પણ નમાઝ પઢે

૨ રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું. જે સ્ત્રી કુંવારપણમાં અથવા હમેલમાં અથવા બચ્ચું જણતાં અથવા નિફાસના દિવસોમાં મરે તેને શહીદોનો મરતબો મળે છે.

૩ રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું. જે સ્ત્રીના ત્રણ બચ્ચાં મરે અને તે સવાબ સમજીને સબર કરે તે જંનતમાં દાખલ થશે. એક સ્ત્રી બોલી એ રસુલુલ્લાહ અને જેના બેજ બચ્ચાં મર્યાં હોય ? હજરતે (સલ) ફરમાવ્યુ કે તેને પણ આજ સવાબ છે. એક રિવાયતમાં છે કે એક સહાબીએ પૂછ્યું એક બચ્ચું મર્યું હોય ? હજરતે (સલ) તેમાં પણ મોટો સવાબ બતાવ્યો,

૪ રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું જે હમેલ પડે છે તે પણ પોતાની માને જો સવાબ સમજી સબર કર્યો હશે તો જંનતમાં ઘસડીને લઇ જશે.

૫ રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું કે સર્વથી સારો ખજાનો નેક બખ્ત સ્ત્રી છે, કે જેના જોવાથી ખાવિન્દ ખુશ થાય, અને જ્યારે ખાવિન્દ તેણીને કંઇ કામ બતાવે તો હુકમ બજાવી લાવે. અને જ્યારે ખાવિન્દ ઘેર નહીં હોય તો ઇજ્જત આબરૂ સંભાળીને બેસે.

૬ રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું. અરબની સ્ત્રીઓમાં કોરેશની નેક સ્ત્રીઓ બે વાતોમાં સઘળીઓથી સારી છે. એક તો બચ્ચાંઓ પર પ્યાર ઘણો કરે છે, બીજું ખાવિન્દના માલની સંભાળ કરે છે.

ફાયદો—આથી જણાયું કે સ્ત્રીઓમાં આ સ્વભાવ થવો જોઇએ. આજકાલની સ્ત્રીઓ ધણીના માલને ઘણી બેકદરીથી, ઉડાવે છે, અને ઓલાદ ઉપર ખાવા પહેરાવવાનો જે પ્યાર થાયછે તેથી વધુ તેઓની ચાલચલગત સણગારવાનો પ્યાર થવો જોઇએ. નહીંતો તે પ્યાર અધુરો છે.

૭ રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું. કુંવારી છોકરીઓથી નિકાહ કરો. કારણકે તેણીની બોલચાલ ધણી સાથે નરમ થાય છે, એટલે શરમ હયાના કારણથી બેહયા મોંજોર હોતી નથી. અને તેણીને થોડો ખરચ આપો તો ખુશ થાય છે.

ફાયદો—આથી જણાયું કે સ્ત્રીઓમાં શરમ હયા અને સંતોષ સારી ટેવ છે. આની આ મતલબ નથી કે વિધવાથી નિકાહ કરો નહીં પણ કુંવારી સ્ત્રીની એક પ્રશંસા છે. અને બીજી હદીસોમાં છે કે, અમારા હજરતે (સલ) વિધવાથી નિકાહ કરનાર એક સહાબીને દોઆ કરી છે·

૮ રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું. સ્ત્રી જ્યારે પાંચ વખતની નમાઝ પઢ્યા કરે છે. અને રમજાનના રોજા રાખ્યા કરે છે. અને પોતાની આબરૂની સંભાળ કરે છે, અને પોતાના ધણીની તાબેદારી કરે છે એવી સ્ત્રી જંનતમાં જે દરવાજે ચાહે દાખલ થશે.

ફાયદો મતલબ આ છે કે દીનની જરૂરી વાતોની બંધનમાં રહે. અને ઘણી મહેનતની ઈબાદતો કરવાની એને અગત્ય નથી. જે મરતબો આ મહેનતવાળી ઈબાદતોથી મળે છે તે સ્ત્રીને ધણીની તાબેદારી ઓલાદની પરવરિશ અને ઘરના બંદોબસ્તથી મળે છે.

૯ રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું, જે સ્ત્રીનો ધણી તેણીથી રાજી ખુશી હોય એવી હાલતમાં તેણીનું મોત આવે તે સ્ત્રી જંનતમાં જશે.

* મિશ્કાત શરીફ ઉપરથી.

૧૦ રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું, જે શખ્સને ચાર વસ્તુ મળી તેને દુન્યા તથા આખેરતની દોલત મળી ગઇ (૧) એવું દિલ કે નેઅમતનું શુકર કરતું રહે (૨) એવી જીભ કે જેથી ખોદાનું નામ લે (૩) એવું બદન, કે બલા અને મુસીબત ઉપર સબર કરે. અને (૪) એવી બીબી કે પોતાની આબરૂ અને ધણીના માલમાં દગો ફટકો નહીં કરે.

ફાયદો—એટલે ન આબરૂ ખુએ અને ન ધણીની મરજી વિરૂદ્ધ માલ ખરચ કરે.

૧૧ રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું ,જે સ્ત્રી એવા ગને અને તે ખાનદાની પણ છે, માલદાર પણ છે, પણ તેણીએ પોતાનાં બચ્ચાંઓની ખીજમતમાં પાળવામાં લાગી પોતાનો રંગ મેલો કર્યો (રૂપ રંગ ખોયાં) તે એટલા સુધી કે તે બચ્ચાં મોટાં થઇ જુદાં પડયાં અથવા મરી ગયાં. તો એવી સ્ત્રી જંનતમાં કલેમાની આંગળી અને વચલી આંગળીની જેમ મારી પાસે થશે.

ફાયદો—આની આ મતલબ નથી કે વિધવાનું બેસી રહેવું સવાબ છે. પણ આ મતલબ છે કે જે વિધવા એમ સમજે કે નિકાહ કર્યાથી મારાં બચ્ચાં રઝળી જશે અને તે સ્ત્રીને પોતાના શણગારની તથા મનીચ્છાની કંઇ મતલબ નહીં હોય તેનો આ મરતબો છે.

૧૨ રસુલુલ્લાહને (સલ) એક શખ્સે અરજ કરી એ રસુલુલ્લાહ ! ફલાણી સ્ત્રી નફલ નમાઝ ઘણી પઢે છે, રોઝા ખૈર ખૈરાત ઘણાં કરે છે પણ જબાનથી પડોસીઓને તકલીફ પણ આપે છે, હજરતે (સલ) ફરમાવ્યું કે તે દોઝખમાં જશે. ફરી તે શખ્સે અરજ કરી કે ફલાણી સ્ત્રી નફલ નમાઝો રોજા અને ખૈરખૈરાત ઘણાં કરતી નથી. પનીરના કકડા કદી કદાચ આપે છે. પણ પડોસીઓને જબાનથી દુ:ખ આપતી નથી. હજરતે ( સલ ) ફરમાવ્યું કે તે જંનતમાં જશે.

૧૩ રસુલુલ્લાહ (સલ) ની સેવામાં* એક સ્ત્રી હાજર થઇ. તેણીની સાથે બે બચ્ચાં હતાં એક કેડે ચઢાવેલું હતું અને બીજાની આંગળી પકડી હતી. તેણીને જોઇને હજરતે ( સલ ) ફરમાવ્યું. આ સ્ત્રીઓ પ્રથમ બચ્ચાં પેટમાં રાખે છે. ફરી જણે છે, ફરી તેની સાથે કેવી મોહબ્બત અને મેહેરબાની કરે છે ! જો એઓનો મામલો ખાવિન્દો સાથે બુરો નહીં હતે તો એઓમાંથી જે નમાઝની પાબંદ હતે તે જંનતમાં જતે.

* હાથને માત્ર ખપનથી

## કુરઆન અને હદીસથી કેટલીક ઐબો વિષે સ્ત્રીઓને બોધ.

જયારે અમો નેક બીબીઓની ખસલતો બતાવી ગયા તો સ્ત્રીઓમાં કેટલીક ઐબો મળી આવે છે અને તેથી તેઓની નેકીઓ ઘટી જાય છે, તે ઐબોવિષે જે અલ્લાહે તથા રસુલે ખાસ સ્ત્રીઓ માટે બંદોબસ્ત કર્યો છે તથા આજ્ઞા કરી છે, તેનો સાર પણ લખવો અગત્યનો જણાય છે કે જેથી તે ઐબોનો અણગમો કરી બચે. જેથી પુરતી રીતે નેકી કાએમ રહે.

### આયતોનો મજમુન.

૧ અલ્લાહતઆલાએ ફરમાવ્યું, જે બીબીઓમાં કહ્યું નહીં માનવાનાં ચિન્હ તમને જણાય તો પ્રથમ તેઓને બોધ આપો; અને તેથી નહીં માને તો તેઓની પાસે સુવું બેસવું તજીદો. અને તેથી નહીં માને તો તેઓને મારો. તે પછી જો તેઓ તાબેદારી કરવા લાગે તો તેઓને દુ:ખ આપવાનો કોઈ માર્ગ ઢુંઢો નહીં.

ફાયદો—આથી જણાયું કે ખાવિન્દની વાત નહીં માનવી ઘણું ખરાબ કામ છે.

૨ અલ્લાહતઆલાએ ફરમાવ્યું, ચાલવામાં જમીન ઉપર જોરથી પગ નહીં રાખો. જેમાં ઘરેણા વગેરેની પારકા પુરૂષને ખબર થાય.

ફાયદો—વાજતું ઘરેણું પહેરવું તો તદન દુરસ્ત નથી અને જેમાં વાજાું નહીં હોય પણ એક બીજાથી લાગવાથી વાજતું હોય તેમાં આ એહતેયાત ( બચાવ ) છે; આથી

સમજો કે, જ્યારે પગમાં એક ચીજ હોય તેના અવાજની આટલી એહતેયાત છે તો પોતે સ્ત્રીના અવાજની અને તેના બદન ખુલવાની તો કેટલી સખતાઇ હશે.

## હદીસોનું મઝમુન.*

૧ રસુલલ્લાહે (સલ) ફરમાવ્યું, ઓ સ્ત્રીઓ! મેં તમને દોજખમાં ઘણી જોઈ છે. સ્ત્રીઓએ પૂછ્યું એનું શું કારણ ? હજરતે (સલ) ફરમાવ્યું કે, તમો સર્વ વસ્તુને ફિટકાર (શાપ) આપો છો અને ધણીની અઉપકારી થાઓ છો અને તેઓની આપેલી વસ્તુ પર નાક ચઢાઓ છો.

૨ રસૂલુલ્લાહ (સલ) ની આગળ એક સ્ત્રીએ તાવ (બોખાર) ને બુરૂં કહ્યું. હજરતે (સલ) ફરમાવ્યું કે, બોખારને બુરૂં કહો નહીં. એનાથી ગુનાહ માફ થાય છે.

૨ રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું વિલાપ કરનારી સ્ત્રી જો તોબહ નહીં કરશે તો કિયામતને દિવસે એવી રીતે ઉભી રાખવામાં આવશે કે તેના બદન ઉપર કુડતાની જેમ એક તેલથી ખડવામાં આવશે, જેમાં અગ્નિ જલદી લાગે છે. અને કુડતાની જેમ તેના સઘળા બદનમાં ખુજલી પણ થશે. એટલે તેને બે દુઃખ થશે. ખુજલીથી સઘળું બદન ઘરવડશે અને દોજખની અગ્નિ લાગે એ જુદી.

૪ રસૂલુલ્લાહાહે (સલ) ફરમાવ્યું, ઓ મુસલમાન સ્ત્રીઓ! કોઈ પડોસણ પોતાની પડોસણની મોકલેલી વસ્તુને હલકી (નિર્જીવ) સમજે નહીં અગર જો બકરીની ખુરી હોય.

ફાયદા—એટલે કેટલીક સ્ત્રીઓમાં આ ટેવ ઘણી હોય છે કે, બીજાના ઘરની આવેલી વસ્તુપર નાક ચઢાવે છે અને દોષ મુકે છે

૫ રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું, એક સ્ત્રીને એક બીલાડીને લીધે અજાબ થયો હતો. તેણીએ તેને પકડીને બાંધી હતી. ન ખાવાનું આપ્યું અને ન છોડી. એમજ તડપી તડપીને મરી ગઇ.

ફાયદા—એવી રીતે જાનવર પાળી તેના ખાણા પાણીની ખબર નહીં લેવી અજાબનુ કારણ છે.

૬ રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું, કેટલાંક પુરૂષ સ્ત્રી સાઠ વર્ષ સુધી ખોદાની ઇબાદત કરે છે. ફરી મોતનો વખત આવેછે ત્યારે શરીઅત વિરૂદ્ધ વસીયત કરી દોજખને લાયક બને છે.

ફાયદા—જેમ કે કેટલીકોની ટેવ હોય છે કે આવી રીતે કહીને મરે છે. જુવો, મારી ચીજ મારા નવાસાને આપશો, ભાઇને આપશો નહીં. અથવા ફલાણી દીકરીને ફલાણી વસ્તુ, બીજી દીકરીને. વધુ આપશો. આ સઘળું હરામ છે. વસીયત અને વારસાની બાબત મૌલવીઓને પૂછી કદી તેની વિરૂદ્ધ કરે નહીં.

૭ રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું, કોઇ સ્ત્રી બીજી સ્ત્રીથી એવી રીતે મુલાકાત નહીં કરે કે પોતાના ખાવિન્દ આગળ તેણીનો હાલ એવી રીતે બયાન કરે કે જાણે તે તેને જોઈ રહ્યો છે.

૮ રસૂલુલ્લાહ (સલ) ની પાસે એક વાર તેવણની બે બીબીઓ બેઠાં હતાં. એક આંધળા સહાબી આવવા લાગ્યા. હજરતે (સલ) બંનેને પરદામાં જવાનો હુકમ આપ્યો. બંનેએ તાજુબ થઇને અરજ કરી તેતો આંધળા છે. હજરતે (સલ) ફરમાવ્યું, તમો તો આંધળાં નથી, તમો તો એને જુઓ છો.

૯ રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું, જ્યારે કોઇ સ્ત્રી પોતાના ખાવિન્દને દુન્યામાં દુઃખ આપે છે તો જંનતમાં જે હુર એના ખાવિન્દને મળનાર છે તે કહે છે—ખોદા તારો નાશ કરે, તેતો તારી પાસે મેમાન છે. તારી પાસેથી અમારી પાસે જલદી આવશે.

૧૦ રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું. મેં એવી દોજખી સ્ત્રીઓને જોઇ નથી. એટલે મારા જમાના પછી એવી સ્ત્રીઓ પેદા થશે, કે કપડું પહેરેલું હશે અને નાંગી હશે. એટલે

* મિશકાત શરીફ ઉપરથી.

બદન ઉપર નામનું કપડું હશે. પણ કપડું એવું બારીક હશે, કે સઘળું બદન દેખાશે અને ઇતરાઇને હવરાં હીલાવતી ચાલશે. અને વાળોમાં મુબાફ અથવા કપડું નાખીને વાળને લપેટી એવા બાંધશે કે જેથી વાળ ઘણા જણાએ, જાણે ઊંટની ખુંધ. એવી સ્ત્રીઓ જંનતમાં જશે નહી. એટલુંજ નહીં, પણ તેની ખુશબો પણ મળશે નહીં.

ફાયદો—એટલે જ્યારે પરહેઝગાર બીબીઓ જંનતમાં જશે, એઓની સાથે તેઓનું જવું થશે નહીં. ફરી ઇમાનની બરકતથી જોઇએ જાય.

૧૧ રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું જે સ્ત્રી સોનાનું ઘરેણું દેખાડવા (ઇતરાવા) માટે પહેરશે તેણીને તે ઝેવરથીજ અજાબ અપાશે.

૧૨ રસૂલુલ્લાહ (સલ) એક સફરમા * પધારેલા હતા. એક અવાજ સાંભળ્યો કે. કોઇ બીજા પર લઅનત કરે છે. હજરતે (સલ) પૂછ્યું, આ શી વાત છે? લોકોએ અરજ કરી કે આ ફલાણી સ્ત્રી છે. તે પોતાની સ્વારીની ઊંટણી ઉપર લઅનત કરે છે. તે ઊંટણી ધીમી ચાલતી હશે. અથવા ચાલવામાં મસતી કરતી હશે. તે સ્ત્રીએ સ્ત્રીઓની ટેવ પ્રમાણે ઝાંજ ખાઇને કહ્યું હશે. તને ખોદાની લઅનત (ખોદા ની માર– ખોદાનો ફિટકાર) રસૂલુલ્લાહે (સલ) લોકોને હુકમ કર્યો કે આ સ્ત્રીને તથા એના અસબાબને આ ઊંટણી ઉપરથી ઉતારો. આ ઊંટણીતો આ સ્ત્રીના મારવા પ્રમાણે શાપપાત્ર છે. ફરી તેને કામમાં શા માટે લે છે?

* અણુ શાઇદ ઉપરથી

ફાયદો—શું ઉમદા સજા કરી!

આ બંને મજમુનો એટલે તારીફ અને નસીહતમાં આ જગ્યા પાંચ આયતો અને પચ્ચીસ હદીસો લખાઈ છે. અને આ હિસ્સાની શરૂમા અમે પૈગમ્બર (સલ)ની મુબારક ખસલતો ઘણી લખી છે. જેને દરેક વખતે વરતવાની જરૂરત છે. અને આથી પ્રથમ સાત ભાગમાં દરેક તરેહની નેકી અને દરેક તરેહની નસીહતો લખી છે. સઘળાનું ધ્યાન રાખો અને અમલ કરો. ઇનશા અલ્લાહો તઆલા કિયામતમાં મોટા મોટા દરજ્જા મેળવશો, અને નહીં તો ખોદાની પનાહ. ખરાબ સ્ત્રીનો ખરાબ હાલ થશે. જો કુરઆન હદીસ સમજવાને લાએક કદી થાઓ તો ઘણા કિસ્સા એવી બદદીન, બદજાત બદઅકીદા અને બદઅમલ સ્ત્રીઓના તમને જણાશે. અલ્લાહ-તઆલા નેકોમાં તમારો ગુજર કરે અને તેઓમાં ખાતેમાં થાએ અને તેઓમાં હશર થાએ. આમીન.



# હકીમુલ ઉમ્મત હજરત મૌલાના અશરફઅલી સાહેબ (સલ્લમહુ) ની રચેલી ઉર્દુ કિતાબો.

**બેહેશતી ઝેવર** ઉર્દુ છોકરીઓ તથા ઓરતો માટે ખાસ આ કિતાબ લખાઇ છે. એમાં અકીદા, નમાઝ, રોઝા, ઝકાત, નિકાહ તલાક, ઇદ્દત સોગના મસલા તથા કેટલાક વ્યવહારના તથા અખલાકના મસલા સારી રીતે બ્યાન થયા છે. એની સાથે ઘર કેમ ચલાવ્વું, ધણી તથા સાસુ સસરા સાથે કેમ રહેવું તથા બચ્ચાંઓની કેવી પરવરીશ કરવી તે પણ બ્યાન થયા છે. તથા સો નેક બીબીઓની હાલત તેમની પરહેઝગારી વગેરે પણ સારી રીતે દર્શાવ્યાં છે જો કે એ પુસ્તક ખાસ ઓરતો માટે લખાયું છે પણ મરદોને પણ ઓછું લાભ કારક નથી એ પુસ્તકના ૧૦ ભાગ છે. આખા પુસ્તકની કીંમત રૂા. ૩–૮–૦

**બેહેશતી ગોહર** ઉર્દુ–આ બેહેશતી ઝેવરનો વધારો છે, અને ઘણાં મસલા મરદોને લાએક તથા મરદોને ઇલાજના છે સારા કાગળ વાલી કીમંત રૂ. ૦–૧૦–૦

**બેહેશતી જોહર** ઉર્દુ–આપણુ બેહેશતી ઝેવરનો વધારો છે. એના પણ ૧૧ ભાગ છે સર્વે ભાગોની કીંમત રૂા. ૧–૬–૦

**જઝાઉલ આમાલ** ઉર્દુ–ગુનાહોથી દુન્યામાં ઘણી જાતના નુકસાન અને તાબેદારીથી દુન્યામાં ઘણાં ફાયદા થાઇ છે એનું બ્યાન કીંમત રૂા. ૦–૪–૦

**ઇસ્લાહુર રોસુમ** ઉર્દુ–એમાં પેદાએશથી લઇ મરણ પામે ત્યાંસુધીના જેટલાં રસ્મો લોકોમાં થાઇ છે તે સર્વેનો રદ દલીલો સાથે બ્યાન કર્યો છે કીંમત રૂા. ૦–૬–૦

**અલકોલ હુસ્સવાબ** ઉર્દુ–એમાં ઓરતોના પરદા વીશેનું બ્યાન છે કીંમત રૂા.૦-૨-૦

**તજકીરે આખેરત** ઉર્દુ–એમાં સુરત ઇઝાઝુલ ઝેલતનો વઅઝ છે. કીંમત રૂા. ૦–૩–૦

**કરામાતે ઇમદાદયા** ઉર્દુ–એમાં હજરત હાજી ઇમદાદુલ્લાહ સાહેબની અજીબ અજીબ કરામતો લખાઇલી છે કીંમત રૂા. ૦–૬–૦

**કમાલાતે ઈમદાદયહ** ઉર્દુ–એમાં પણ હાજી સાહેબનાં અજીબ બ્યાનો છે કીંમત રૂા.૦–૬–૦

**નશારૂત્તીબ–ફીઝીકરીલ હબીબ** ઉર્દુ–આ કીતાબ રસુલુલ્લાહ (સલ)ની હાલતના બ્યાનમાં ઘણી સારી કિતાબ છે. કીંમત રૂા. ૧–૮–૦

**મવાએઝે હસનહ** ઉર્દુ–એમાં સુરએ વસ્લેલનો વઅઝ છે કીંમત રૂા. ૦–૩–૦

**ફતાવા અશરફયહ** ઉર્દુ–આ હજરત મૌલાના સાહેબના ફતવાઓનો ખજાનો છે એમાં ઘણાં જરૂરી મસલાઓના જવાબ સારી તહકીકને સાથે લખ્યાં છે ભા૦ ૧ લો કીંમત રૂા. ૦–૪–૦ ભા૦ ૨ કીંમત રૂા. ૦–૬–૦

**મોનાજાતે મકબુલ** ઉર્દુ કીંમત રૂા. ૦–૧૦–૦

**આમાલે કુરઆની** ત્રણ ભાગ કીંમત રૂા. ૦–૬–૦

**કસદુસ્સબીલ** ઉર્દુ પીમુરીદી માટે કીંમત રૂા. ૦–૨–૦



# જાહેર ખબર

"તોહફતુલ હિંદ" નામનું પુસ્તક તેનો તરજુમો ગુજરાતી ભાષામાં થઇ ૫૦ રતલી રોયલ ગલેઝ આઠ પેજી ૨૮૮ પૃષ્ટમાં આવૃત્તિ બીજી છપાયો છે. એમાં કરતાએ માત્ર હિંદુ ધર્મ તથા ઇસ્લામી ધર્મનો મુકાબલો કરી બતાવ્યો હતો પણ ભાષાંતર કરનારે નોટમાં ખ્રીસ્તી ધર્મનો તથા આર્ય સમાજવાળાઓનો પણ મુકાબલો કરી બતાવ્યો છે એમાં માત્ર મુકાબલોજ છે એમ નહિ પણ મુસલમાની ધર્મમાં ખુદાને કેમ માનવો, તથા ફીરસ્તાઓને કેમ માનવા? પેગમ્બરોને કેમ માનવા? કીતાબોને કેમ માનવી? ઇત્ય. તથા પાંચે બીનાએ ઇસ્લામનું વર્ણન છે. ટુંકાણથી નીકાહ, તલાક, હરામ, હલાલ, સલામ, પારકા ધર્મવાળાને નોતરૂં કરવું વગેરે પણ છે, પાદરીઓનાં ચોપાનીયાંઓમાં ઇસ્લામના ચંદ્ર ઉપર જે તેઓએ ધુળ ઉડાવી છે, તેનો ઉત્તર આપી તે ધુળ તેઓના પર પાડી છે. અને લગભગ બધી શંકાઓનો જવાબ એમાં છે દાખલા તરીકે કુરઆનની ફસાહત ઉપર શંકા તે બૈબલથી લેવાયલું, કુર્આનમાં આત્માને લાયક કંઇ નથી, તેમાં જંનતમાં ખાવાપીવાનુ લખેલું છે. ચંદ્ર ફાટવાના ચમત્કાર ઉપર શંકા, જેહાદ ઉપર શંકા, એકથી વધુ સ્ત્રીઓ સાથે નીકાહ કરવા ઉપર શંકા, તલાકપર શંકા, દત્તકપુત્ર જૈદે (રદ) પોતાની સ્ત્રીને મુકી દીધા પછી હજરત મોહંમદ (સલ) સાહેબે તેણીની સાથે નીકાહ કીધા તે ઉપર શંકા, હદીસો પર પાંચ શંકા, મેરાજ ઉપર શંકા, નમાઝ પર શંકા, રોજાપર શંકા, જકાતપર શંકા વગેરે. અને પારસીઓનાં પુસ્તકોથી હજરત મોહંમદ સાહેબના ભવિષ્યવાદપણાની સાબેતી ઇત્યાદિ તથા નોટસમાં આર્યોનું ખંડન પણ ઘણું વધાર્યું છે. બીજી આવૃતીની પ્રસ્તાવના ખાસ વેદના ખંડનમાં ૨૨ પ્રષ્ટમાં જોવા લાયક છે. માત્ર ૫૦) રહી ગઈ છે. કીંમત રૂા. ૩. પોષ્ટ જુદું.

"ઇજહારૂલ હક્ક" નામનું પુસ્તક કે જે મૌલવી રહમતુલ્લાહ મોહાજેરે મક્કા સાહેબનું અરબીમાં રચેલું છે તેનો તરજુમો ગુજરાતી ભાષામાં કરી ગલેઝ ૫૦ રતલી કાગળ ઉપર આઠ પેજી પૃષ્ટ ૫૦૦ ઉપર છપાવ્યો છે. એ આખી જગતના પાદરીઓને અઉત્તર કરનારૂં છે. એજ કારણથી અરબી, તુરકી, ફ્રેંચ ભાષાઓમાં ઘણીવાર છપાયું છે. એમાં એક પ્રસ્તાવના છ અધ્યાય છે. પ્રસ્તાવનામાં કેટલી જાણવાજોગ બાબતો લખી પાદરી ફાનડરની મીજાનુલ હકના કેટલાક ફકરાઓનો જવાબ છે. પેહેલા અધ્યાયમાં બાઇબલનું વર્ણન છે તથા તેની ભૂલોની ખોટારાની સાબેતી છે. બીજા અધ્યાયમાં બાઇબલના ફેરફાર થવાનો સિદ્ધાંત તથા પાદરીઓના ધોકાઓનો ઉત્તર છે. ત્રીજામાં નાસેખ મનસુખનું વર્ણન છે, ચોથામાં ત્રીદેવનું ( તલસીનું ) ખોટારૂં બાઇબલથી તથા અક્લી દાખલાઓથી છે, અને ત્રીદેવ વિષે તેઓના લીધેલા આધારનો ઉત્તર પણ છે, પાંચમામાં કુરઆનનું કલામુ–લ્લાહ થવું સિદ્ધ કરી કુરઆન ઉપર તેઓવી કાપેલી શંકાઓનો ઉત્તર છે. તથા એની સાથે હદીસોનો કેટલોક હાલ તથા તે વિષેના શંકાઓનો ઉત્તર પણ છે. છઠ્ઠામાં હજરત મોહમ્મદ (સલ) સાહેબની પેગમ્બરીની સાબેતી છે, અને એની વચ્ચે બીજી ઘણી બાબતો સમાયલી છે. અને હજરતની નુબુવ્વત ઘણી સારી રીતે તેઓના બાઇબલથી પણ સાબેત કરવામાં આવી છે, માત્ર ૧૦૦) નકલ રહી ગઇ છે. કીં. રૂ. ૩–૦–૦ પોસ્ટ જુદું.

સત્યાર્થ પ્રકાશનું ખંડન ગુજરાતી કીં. રૂા. ૧ એમાં આર્યોનો રદ છે. ઘણું ખરૂં તેઓના માનેલા પુસ્તકોથી અને ખાસ દયાનંદના પુસ્તકોથી દયાનંદીઓનું ખંડન છે, અને પ્રગટ થયાને ૧૪ વર્ષ થયાં હજુ કોઇએ જવાબ આપ્યો નથી. અને ઈંગ્રેજી કીં. રૂ. ૧ા.

**લી૦ અબદુર રહીમ બિન મૌલાના ગુલામ મોહમ્મદ હાજી હાફેજ સાદેક.**

મેનેજર કુતોબખાના સાદેકીય્યહ મુ. રાંદેર જી. સુરત.

